શ્રી ગણેશાયનમઃ

શ્રી સચ્ચિદાનંદકી જય.

# ગાયન સંગ્રહ.

કર્તા


બારોટ. કવિવર દાનભાઇ માતમજી.

મુકામ દાવડ. જીલ્લે ઇડર.



છપાવી પ્રસિદ્ધ કરનાર

બારોટ હરીભાઇ દાનભાઇ

તથા

ગોપાળભાઇ બાજીભાઇ





આવૃતિ પહેલી.

પ્રત ૫૦૦

અમદાવાદ.

"જયન્તી" પ્રીન્ટીંગ પ્રેસ. દીલ્લી દરવાજે ચકલામાં

સને ૧૯૦૭ સંવત ૧૯૬૩

કિંમત રૂ. ૦—૮—૦ ફક્ત આઠ આના

## દોહા.

ગાયન સંગ્રહ ગ્રંથ આ, રચ્યો દાન કવિરાવ;
સીખે સુણે સનેહથી લહે અપુરવ લ્હાવ.

## દોહા.

રાવ નથુ દાવડ રહોષ, પ્રેમી ભક્ત ગોપાળ;
પ્રત છપાવિ પ્રસિદ્ધ કરી, હરી સેવક હરીલાલ.

# પ્રસ્તાવના.

કોટી કોટી ધન છે. એ સચ્ચિદાનંદ આનંદકંદ પરબ્રહ્મ પરમેશ્વર સર્વ વ્યાપક સર્વ પ્રકાશક ત્રણ તાપ વિનાશક પરમાતમા પરમરૂપ સુંદર સ્વરૂપ અખીલ વપુ નીરાકાર સાકારના છે કે જેના સ્મરણ માત્રથીજ આ ક્ષણભંગી મોહ બ્રહમ સંગી સરીર જન્મ સંસારના બંધનથી છુટી જાય છે જેની અપાર મહીમાના ભેદ સીવ ચતુરાનંન વેદ પુરાણથી નહી પાવે મુની નીરંતર ધ્યાન લગાવે શેષ સહસ્ર ગુન ગાવે તોયે એક અંસ નહી આવે જેનુ સ્વરૂપ મન બુદ્ધી ઇંદ્રીયોથી બહાર છે. એવા ઇશ્વર પરમ દયાળુ તેમની કરૂણા નમ્રતા એવી છે કે પોતાના ભક્તોને દુઃખ નીવારણ માટે સાક્ષાત અવતાર લેઇને દુષ્ટોને મારી સંત હીતકારી એવી અપાર લીલા કરીછે. એવા ઇશ્વરને નહી જાણ્યા તેનો જન્મ સંસારમાં ધારણ કરવો વ્યર્થ છે ભગવાન સગુણ લીલા કરીને અનેક તરેહથી પોતાના ભક્તોનાં દુઃખ નીવારણ કર્યાં. આ સંગીત કાવ્ય તે નારદી ભક્તી છે. અને પ્રભુને નારદી ભક્તી અત્યન્ત પ્રિય છે, માટે આ ગાયન સંગ્રહ ગ્રંથમાં સગુણ લીલાનો શ્રી કૃષ્ણ ગણપતી શંકર દેવીઓ તથા હનમાનજી પ્રબોધીક જેથી કુકર્મ કુબુદ્ધિ કુચાલ નાસ થાય એવાં ગાયનો તથા દાણલીલા, પ્રભાતી, બારમાસી, પંદર તીથી, સાતવાર, ભજન, પદ, ગરબો ગરબી લાવણી, ઠુમરી, ગજલ, દાદરા, કલ્યાણ, ભૈરવી, સોરઠ, બીજા માળવી રાહના ભજન હિંદુસ્તાની ભાષામાં તથા ગુજરાતી ભાષામાં બનાવ્યાં છે સર્વ મંગલીક વિવાહ તથા મ્હોછવ વિષે સ્રી પુરૂષો ગાઇ શકે એવા ઉસ્તાદ લોકો સઇરંગી સતાર વીગેરે વાજાંમાં ગાઇને સભાને આનંદ પમાડે એવાં આ ગાયન સંગ્રહ ગ્રંથ સગુણ ઉપાસીક ભક્તોને આનંદ આપનારછે દેશ ગુજરાત સ્વસ્થાન ઇડર જીલ્લે ગામ દાવડના રહીસ વહીવંચા બારોટ સુભ ગુણ નિધાન રાવ માતમજી તેમના ચીરંજીવ શ્રીહરી કૃપા પાત્ર પરમભક્ત કવિવર દાનજી ઉરફે નામ દયારામજીએ આ

ગાયન સંગ્રહ રચ્યું ગ્રાહકોને વીનય કરૂંછું કે આ મારૂ પુસ્તક પ્રેમ લગાવીને વાંચે તથા વંચાવે સાંભળે તે પુરણ ભક્તિને પ્રાપ્ત થશે. હવેથી રાઘવ લીલા નામની સપ્તકાંન્ડી રામાયણ ભાષા ગ્રંથ જેમાં અત્યુતમ કવિત છંદ સવૈયા દોહા સોરઠા સચ્ચિત્ર સહિત બનાવેલી છે તથા બોધ બાવની કવિત બંધ અન્યોગતી અલંકારાદિક તથા પ્રબોદ્ધીકથી રચી તૈયાર કરી છે. તે થોડા દીવસમાં બહાર પાડવામાં આવશે.



॥ श्री गणेशायनमः ॥



# ગાયન સંગ્રહ.

૧

## પદ શ્રી સંખેસરા એ રાહ.

શ્રી લંબોદરા, નીત વદત જસનરા;
નાવત સીર ધ્યાવત અહી અમર કીન્નરા. એ ટેક.
ગણુ નાયક સબ લાયક ગુણુ નીધી સુખદાયક સંસાર,
વિઘ્ન હરણુ સુભકરણુ વિનાયક વંદુ વારંમવાર. શ્રી.
સુંડ સરલ સુભ વક્ર તુંડ સુચી, કેસર તિલક ત્રીપુંડ,
માત ઉમા પીતુ રૂંઢ માલધર, સંગ સદા ગણુ ઝુંડ. શ્રી.
અતી ઉદાર ભુજ ચાર અનુપમ; સ્વારી મુખક સાર,
સુદ્ધી બુદ્ધી ભરથાર સદા તુમ રીદ્ધી સીદ્ધી દાતાર. શ્રી.
ભક્તી નારદી પ્રભુ ઉર ભાવે, પાવે નર સુભ પંથ;
કરો કૃપા તૈયાર કરૂં એક ગાયન સંગ્રહ ગ્રંથ. શ્રી.
શ્રી રઘુવરનો દાસ દાન કવી વાસ નગ્ર દાવોડ;
પુરણુ આસ પ્રભુ ગુણુ ગાવા કરૂ અરજ કરજોડ. શ્રી.

૨

## પ્રભાતીયા રાગ પંચમ.

પ્રાતઃ સમે પ્રાણી તું, આરાધે ઉમીયા નંદનેરે;
દેવ વડો દુદાળો સુખદાઇ, વીઘ્ન વિડારેરે. વિનાયક દેવતારે,
ભજ તેને નીશ્ચેથી તુ ભાઇ ટેક.
મંગળ રૂપી મુરતીરે, ભોગી મોદક તણારે, આપે વળી મુસકનો અસવાર,
કેસરચંદનરે બીરાજેછે ભાલમાંરે; વંદન વિબુધ કરે છે વારંમવાર. પ્રાતઃ
પીતા ત્રિપુરારીરે માતા જગદંબીકારે, કામા સુધ બુધ કેરો કંત,
ગુણમાં અનંતરે, સંત જન ગાય છે રે; દીયાવંત સુંડાળો એકદંત. પ્રાતઃ
નાથ ગણુ નાયકરે, સુભ કાજ જગનમેરે, વેદ મધે છે જેની વિક્ષાત;
ઇષ્ટ તો હમારારે, આદુ આપ છો રે, દાન કવિ પ્રણિત કરે છે. પ્રાત. પ્રાતઃ

૩

## પ્રભાતીયું.

મુકીદો મટુકીરે, મહી ઢળે માહરૂરે;
નથી કરો ઢુંગ તમે નંદ લાલ,
આડા આવી ઉભારે, કેમ અલબેલડારે,
સમજીને કાઢો મુખથી સ્વાલ. મુકી. ૧
દાણી નહોતા દીઠારે, ઘણા એક દીવસથીરે,
કાને નતા સાંભળ્યા નંદ કીસોર;
બનાવો છો ટંટોરે, બીના હકનાક થીરે,
જણાવો છો જંગલમાં, અતી જોર. મુકી. ૨
ચાળા તો કરીનેરે, આવો છો મહી ચાખવારે,
પ્રભુ માગો જુલમ કરી હમ પાસ;
જમો એવા લક્ષણુરે, તમારા જણાય છે રે,
સેની થાય સાત દીવસની છાસ. મુકી. ૩
કાંના કેહેવું પડસેરે, સમજાવું કેટલારે,
દાદે કદી લીધું તું મહીનું દાણ;

મનમાં વિચારોરે, મોહન લાલજીરે,
છોડી વોને પાલવ, ચતુર સુજાણ. મુકી. ૪
કુંછું કરજોડીરે, થોડી અડળી કરોરે,
સ્વામી દાન દાસ તણા સુખદાઇ;
વળતેથી વાતોરે, કરશું વાલમારે,
ગીરધર ન કરો ઠાલી ઠગાઇ. મુકી. ૫

૪

## રાગ પ્રભાતી.

ઉઠ પ્રભાતે સમર લેતુ. એ રાગ

સાચે સીઆરામ સદા, સંત કાજ સારે. સા.
જલમે ગજ બુડન લગ્યો, હીમત ઉરહારે;
છાંડિ ગરૂડ આએ સામ ત્રાસ દાસટારે. સા.
સંખાસુરકો સંઘારી વેદ બ્રહ્મ વારે;
બાલક બીલાવ જ્યુકે, અગ્નીસે ઉગારે. સા.
પ્રગટે નરસંગ પ્રભુ, લોહ થંભ ફારે;
રાખ્યો પ્રહલાદ સરન, દુસ્ટકું બીડારે. સા.
પાંન્ડવ પત્ની પ્રવીન, સોક મેં સંભારે;
સીગ્ર ચીર પુરે સામ, વીવીધ રંગવારે. સા.
એંસે અનેક ભગ્ત આપકે આધારે;
દાન દાસ ઉર નીવાસ, મોર મુકટવારે. સા.

૫

## રાગ પ્રભાતી.

પ્રાત સમે ઇસ્ટ દેવ, રામ ચંદ્ર ભજરે. ટેક.
રાત્રી ઘરિ ચારી રહે, સ્નાન ધ્યાંન સજરે;
મનહર છબી મન મીલાય, નીરનય કર નજરે. ૧
જાકે નામ ઉપલતરે, બુડત તર્યો ગજરે;
ગૌતમકી નારી તરી, સીસ ધરત રજરે. ૨

સુર નર મુની નાગ સહીત ભજત ઇસ અજરે;
વેં પ્રભુ વીસારી બેઠો, મુઢ તુ સમજરે. ૩
વરતી ગુરૂ વેદ વાક્ય ત્રસ્નાદીક તજરે;
દાન દાસ ઉર વીશ્વાસ, ધાંમ ગરૂડ ધ્વજરે. ૪

૬

## રાગ પ્રભાતી.

મુજ અબળાને એ રાગ.

કહા કૈ હું અધીકાઇ ધરનીપર, ધન્ય જસોમતી માઇરે. ટેક.
કરની ધન્ય તુમારી કહીએ, પુરન બ્રમ સુત પાઇરે;
જાયો કવન ખેલાઓ કવને, કાકો સુવન કહાઇરે. ૧
ધન બ્રજલતા પત્ર તરૂધરની ધન ધન જમુના માઇરે;
બ્રજ પુહમી ધન સકલ બીપીનકુ, જહાં બીચરે જદુરાઇરે. કહા. ૨
ગ્વાલ બાલ ધન ગોકુલ પુરકે, સંગ ફિરે સુખદાઇરે,
ધન ગોપી માંખન દધ મટકી, ખાએ ચોરાઇ ચોરાઇરે. કહા. ૩
દાન કવી દુલ્લભ જીન દરસન, મુની જન કરત બડાઇરે;
સો હરી ફીરે સુરભી સંગ બનમે, ધન બછુવા ધન ગાઇરે. કહા. ૪

૭

## રાગ પ્રભાતી.

શું જઇએ મહી વેચવા સહીઅર, કૃષ્ણ થયા છે મુજ કેડેરે શું.
જો મથુરેથી ગોકુળ જાતાં, બોજ ઘણો હોય બહેડેરે;
આવીને વચમાં રહે ઉભા, શુંદીર પકડે છેડેરે શું.
દાંણુ દધીનુ માગે દાડી, બીહે ના ટંટે બખેડેરે;
નાગ કાળી સરખો જેને નાથ્યો, જે હમને કેમ જેડેરે શુ.
જો આ વાત કંસ રાય જાણે તો, તરત સભામાં તેડેરે;
ભવ બધાની ખોડ ભુલાડે એનો ફોગટ ચાળા ફેડેરે શું.
પરથમથી હમે ઘણાયે પેધાડયા, નાનપણુ હંદેનેડેરે;
દાંનરાવ કેરા સ્વામી દેખંતાં હૈઉ ખુશી છે ગણેહેડેરે શું.

૮

# પ્રભાતી.

કોણુરે સમાના કામની. એ રાગ.

કોઇ તો મનાવો મારા કંથને, છો નર બહુ શાણા;
વીન અપરાધે વાલમો, રસીયોજી રીસાણા. કોઇ.
જો હું આવું જાણતી, હરી કપટી હઠીલા;
ઘેર ઘેર ચાલો ધુમતા, રણછોડ રંગીલા. કોઇ.
તો હું પ્રીતી તમ થકી, કદી કાળે ન કરતી;
સુદ્ધી મતી શમજી નહી, વાલમજીની વરતી. કોઇ.
કપટ પ્રીતથી કાનજી, જુઠુ હેત જણાવી;
કુબજા દાસી કંસની, બેઠા રાણી બણાવી કોઇ.
જોજો વીચારી જાદવા, માનો કહયું મારૂં;
ડાહયા છો સ્વામી દાનના, સમજો તો સારૂ. કોઇ.

---

૯

# રાગ પ્રભાતી.

કાંનડ ઝાઝું શું કહીએ, ઠાલા મત ઘેલડા થઇએ. ટેક.
જાણુ અજાણુ ન થાવ જદુપત, આદુની ઓળખાણુ,
દાણને કારણ આણુ દહોછો, ધંધ કરોછો ધીગાંણુ. કાનડ.
સાંઝને ભોર બપોર સદામત, ઠીક બજાડો ઠોર;
તરૂણીને જોર તોર ટુકારા, બોલો છો શોર બકોર. કાનડ.
ગ્વાલથી પ્રીત અનીત ઘણેરી, રાજન જાણો રીત;
ગાફલમાં પરતીત ગમાવશો, ખુબ જાણો ખચીત. કાનડ.
દાન કવી કેરા વાલમ ડાહ્યા, મુખડાની માયા;
સમજો તો સુખ થાય સલુણા, જસોદાના જાયા. કાનડ.

---

૧૦

## રાગ પ્રભાતી ચોરસ.

હેરીનો લીધો. એ રાગ.

કામની ગોરસ કાજ, છપે સું કામની ગોરસ કાજ;
હવે નહી જવા દેવું આજ, છપે શું કામની ગોરસ કાજ. ટેક.
રીત હમારી દાણની રૂડી, તે કેમ કીજે તાજ;
આવતુ જાતુ સહુ આપે છે, રીત પ્રમાણે રાજ. કામની.
હક જે હોય તે લેઇ શું હમો, દીલમાં મકર દાજ;
કડવા વચન કાઢતે કામન, લેસ ન આવે લાજ. કામની.
લેઇસુ ગોરસ હાથથી લુટી, આજ થયા અતરાજ;
મુખથી થોડુ બોલ મહીયારી, જકડી માં કર ઝાજ. કામની.
ડરતા નથી અમે કોઇ દુજાથી, એવું સમજો આજ;
દાન કવી કહે ગોરસ દાણી, રંગ ભીનો વૃજરાજ. કામની.

૧૧

## રાગ પ્રભાતી.

રાગ ઉપર પ્રમાણે.

દાણુ તો નહી દેવાય કનૈયા, દાણુ તો નહી દેવાય;
આવો નવ કરો અન્યાય રસીલા, દાણુ તો નહી: દેવાય. ટેક.
સાત પેઢી લગી સાંભળ્યું નથી, જે કેમ કીધું જાય;
ઉંબર મધે આપડી કાના, ન થયું તે કેમ થાય. દાણુ.
જાળવતે ઘણુ જોર આવે છે, ગોકુલ મધે ગાય;
માહા દુઃખ વેઠી મેળવે મોહન, એ મહી કેમ અપાય. દાણુ.
મંથી અળગા જાવ પાતળીયા, કુડુ બોલો કાય;
પરનારીનો ઉગતે પંતગ, છેડીલો કેમ સવાય. દાણુ.
વેચવા હંદી વખત વહાલા વટસે નહી વેચાય;
છોડો પલવ કવી દાનના સ્વામી, રૂડા જાદવરાય. દાણુ.

૧૨

## રાગ પ્રભાતી

મૈયારી મસ્તાન બની છે, મૈયારી મસ્તાન;
જબરી જાજલ માંન બની છે, મૈયારી મસ્તાન. ટેક,
છોટપણેથી છાશ પીનારી, જબરી છુટ જબાન;
માત પીતાની હાક ન માનતે, બની રહ્યાં છો બીરાન. મૈ૦ ૧
બાલક દેખીને બોલતે ફાવ્યું, નાંકર બુધનાદાન;
સમો વીચારી મનથી સુંદરી, ફેર કરો તોફાન. મૈ૦ ૨
હકન છોડીયો આજ હમારો, બાળ મળ્યા બળવાન;
દેવું પડે તે ત્હારે તો દીલ, એક જમી અસમાન. મૈ૦ ૩
સમજાવે કવી દાનનો સ્વામી, મત કરે અભીમાન;
રીત વીના તકરાર કરીને, હાથથી થાવો હેરાન. મૈ૦ ૪

---

૧૩

## રાગ પ્રભાતી

ઓળખ્યા અધર છેલ તમોને, ઓળખ્યા અધર છેલ;
પેંડારીયાંના પટેલ તમોને. ઓળખ્યા અધર છેલ. ટેક.
નંદબાવે કદી આદરી નહોતી, દાણાની કાંઇ ડખેલ;
ઓચીતાનું આજ ઉપાસ્યું, પોતે પ્રથમ પેલ. ઓળખ્યા.
નોંકરીયે ઉધમાત અનીતી, ફોકટ ખોટા ફેલ;
પરનારીનો આલવો પલ્લવ, શું સમજાછો સેલ. ઓળખ્યા.
દાણને નામે રોકોછો દાડી, ગ્વાલ મળીને ઘેલ;
તે હું જાણું કાન તમારા, મનમાં બીજો મેલ. ઓળખ્યા.
હક હશે તો પુછશું હમો, ગામ બધુનાંય ઘેલ;
દાણ લેવા દાનરાવનાસ્વામી, વળતે આવજો વ્હેલ. ઓળખ્યા.

---

૧૪

## રાગ પ્રભાતી.

અનુભવીરાગ ઉપર પ્રમાણે.

કાંઇ વીચાર કરીશતુ આણી, કાંઇ વીચાર કરીશ;
હવે ઇસ કેદી ઓળખીશ તું, પ્રાણી કાંઇ વીચાર કરીસ. ટેક.
ઉદ્ભિજ સ્વેદ જરા યુજ ઇંડજ, એકમ લાખ એકીસ;
એ રીતે લક્ષ ચોરાસીના, અંદર કેટલા ફેર ફરીસ. કાંઇ.
છે વસમો ભવ રૂપ સમંદર, તેહ તું કેમ તરીસ;
નાવ વિના જળપાર ભલા નર, એમ ક્યાંથી ઉતરીશ. કાંઇ.
કોણ છે તું અને દેહ છે કોનો, જ્યાં લગે ભેદ જાણીસ;
ત્યાં લગે વારમંવાર ત્રખાતુર, ભ્રમણામાં ભટકીસ. કાંઇ.
વેદ અને ગુરૂ દેવની વાણી, ધીરથી ચીંત ધરીસ;
જ્ઞાન કહે ઘટ મધ્ય દેખાશે, જીવરૂપી જુગદીશ. કાંઇ.

૧૫

## રાગ પ્રભાતી

રાગ ઉપર પ્રમાણે.

જાગ્ય જંજાળી જાગ્ય હવે તું, જાગ્ય જંજાળી જાગ્ય
તાહસ તંનથી આળસ ત્યાગ હવે તું, જાગ્ય જંજાળી જાગ્ય. ટેક.
ઉંઘતે દીહ અનેક થયા પણ, ઓછીના ત્રીવીધ આગ્ય;
મોહની સાયન્ત છે તનમાં નવ, જો વરતે વૈરાગ્ય. જાગ્ય.
જાગ્યા વીના ઘણી વાતનું જોખમ, થાય તે કારણ થાગ્ય;
સુતેનાં ભાવ ન થાય સંસારી, લાગ્ય સુધંધે લાગ્ય. જાય.
જ્ઞાની માહા બ્રહ્મ નેષ્ટી ગુરૂથી, મુસ્તક નામી માગ્ય;
જ્ઞાન કહે ગુરૂ દેવ કૃપાવણ, છેક ન થાય સભાગ્ય. જાગ્ય.

૧૬

## પદ.

આ ક્યાંથી સંભળાય મધુર સુર. એ રાગ.

જે જૈ જૈ ગણરાય કૃપાલુ, જૈ જૈ જૈ ગણરાય.

સુર ગણ નર ગણ અહી ગણ સુમીરે, મન વાન્છીત ફળ થાય. કૃપાળુ.
નામ જપત સુખ કરણ વીનાયક, વીગ્ન હરણ વરદાય. કૃપાળુ.
સુંડ સરલ સીંદુર યુત સોભત, પુજત મુની વરપાય. કૃપાળુ,
મુખક યાન સુજાન સીરોમણી, સુમતી નીધાંન સદાય. કૃપાળુ.
દેવ દયા કરી યહ વર દીજે, દાન રામ ગુણ ગાય. કૃપાળુ.

૧૭

## ગરબી.

સુણ ચતુર સુજાણ. એ રાગ.

મૈયા સારદ માત બ્રંહ્મ સુતા, બ્રમાણી હંસા વાહની;
સુખદાઇક સગ્ત જગ્ત આધાર જનેતા દહીતાં દાહની. ટેક.
ભાખાં ભુદર તેજ ભાલં બની અધુર રક્ત જુપર વાલં;
મુગ્તા ફુલ ગલ સોહે માલ. મૈયા સાર.
જડી કુંદન જાલેં રતન જરળક, ભુજ ચુડી નંગ ચુંમકીત ભરળક.
સઉ તેજ ગગન દાંમણી સરળક. મૈયા સાર.
બની ચક્ર ત્રીસુલ ખપર ભારી, ધરી બીસ ભુજા આયુધ ધારી;
ઓપે સુભ હંસા અસવારી. મૈયા સાર.
વહી વંચાં તણી સાચી વારૂ, સરણું છે હીંગોલનું સારૂ;
તેની ઘેંગી ઢાલ બાનું તારૂં. મૈયા સારદ.
ગુણ દાન કવી ગરબી ગાઇ, આરાધુ બેલી થજો આઇ;
બહો આનંદ સુખ આપો બાઇ. મૈયા સારદ.

૧૮

## ગુરૂ સ્તુતી ગરબી.

ગુરૂજી મારા ઠાકર દાસ જ્ઞાની, પાવન કીધા દલીપ પુર પ્રાની. ગુરૂજી.
જોગારમ સાધન સહુ જાણે, પરમ પદ પ્રાપ્તી પહીચાણે;
અહંમતી ઉરમે નહી આંણે. ગુરૂજી.
ત્રષ્ણાદીક મમતા જેને ત્યાગી, લહર ધુની રામ રટણ લાગી;
અચળ ચીત હરીપદ અનુરાગી. ગુરૂજી.

વિમળ મતી ગંગ પ્રભા વાણી, ખચીત વેદ શાસ્ત્ર તણી ખાણી;
જગત સત્ય વાત સકળ જાણી. ગુરૂજી.
દાન કહે દયાળ ગુરૂ દેવા, સ્વામી સાચે દીલ જે કરે શેવા;
જાસે અઘ મંદ્રાચળ જેવા. ગુરૂજી.

## ૧૯
## ગરબી ચોસર

ઉંઘો મારા કાનડ અલબેલા, જપો ઘણી વેલાથી જાગેલા ઉંઘો. એ ટેક.
વળ્યા છે ધંધે સર્વ નગર વાસી, કરે છે મુને ખોટી તું કંકાસી;
નીદ્રા તારી કયાં ગઇ છે નાસી. ઉંઘો.
કામ મારે ઘરનું સરવ કરવું, ભૈયા દૂર જમનાથી જલ ભરવું;
ફાવે છે તુંને તેડી તો તેડી ફરવું. ઉંઘો.
ઉભા થઇ પારણું શું એચો, ક્ષમા કરી થોડી ધીરપ ખેંચો;
મોહન પ્યારા ઘડી એક દ્રગ મેંચો. ઉંઘો.
પછે ઘર ધંધો પરવારૂં, તાત દીલ રાજી રાખું તારૂં;
વદન પર તન મન ધન વારૂં. ઉંઘો.
રીતે જરા સમજો રૂપાળા, ચળેલા ન થાજો અટક ચાળા;
સ્વામી દાન રાવના છોગાળા. ઉંઘો.

## ૨૦
## ગરબી.

ઓધવ મારો પોંચાડો અરજી, મોહનજીની બ્રજપર બેમરજી. ઓધવ.
સનાતન રાખી છે સ્વાધીનતા, બીગાડોના જાણે બ્રજ બીનતા;
દેખાડોછો જદુ કુળની દીનતા. ઓધવ.
વાલમજીની મળવા તણી વરતી, ભષ્ટ મતી રહે છે કરણ ભરતી;
મારી સોકય કુબજા નથી મરતી. ઓધવ.
લગાડી હમને માયા નંદલાલે મોહીત કરી છાંડયા મતવાલે;
હવે મારે પ્રભુ વના કેમ ચાલે. ઓધવ.

ઓધવ તમો છો પર ઉપકારી, માલીક સાથે અર્જ કરો મારી;
ઘેરીતો લાવો નટવર ગીરધારી. ઓધવ.
અમુજણ ઉર અંતર અડસે, ચતુર ત્રિય ક્રોધ ઘણો ચડસે;
પછે ઓધા વીખ ખાવું પડશે. ઓધવ.
કહીક મેં તો સંદેસા કાવ્યા નાથ કવી દાન તણો નાવ્યા;
ભુદરજીને કુબજાયે ભરમાવ્યા. ઓધવ.

## ૨૧

## ગરબી

મોહન ગયા મથુરે અબલામુકી ચપલ મન ત્રિયતો સુરત ચુકી. ટેક
પ્રીતી હમો કીધી ઘણી પહેલી વળી આવી ખબરો નતી વહેલી;
મળસે તમને કુબજા હૈયામેલી. મોહન.
ચતુર થઇ નટવર કેમ ચુકયા વળી કોણે ગરૂ મંતર મુકયા;
જઇને તમે દાસી મંદીરે ઝુકયા. મોહન
જોડે થકી દુસ્મન ત્રિય જાગી તીકસ તેથી બ્રજતો ગીયા ત્યાગી;
લલીતા બેરન કુબજા થઇ લાગી. મોહન.
રાજ વિના કેઇ પેરે રહીયે કહો દુઃખ કો આગે કહીયે;
દોષ હમો વિધનાને દૈયે. મોહન.
જાણ્યા તમને જાણ્યા અંતર જામી પધારો હવે ગોકુલ આનંદપામી
સાચા કવી દાનતણા સ્વામી. મોહન.

## ૨૨

## ગરબી.

બાંસલડી ગીરધરની વાગી. ઝબકતી હું નીંદ થકી જાગી. ટેક
ચપળ મન હરી મળવા ચાલે પડી વસ પ્રીતમને પાલે;
સેજલડી સુળી થઇ સાલે. વાંસલડી.
ગીરધર મળવા ચંત ચઢયું ઘોડે, હઠીલો ચાલંતે હોડે;
સૈયર મારો પાલવ ના છોડે. વાંસલડી.

બન્સી એની છે, કામણ વાળી મોહીત કીધા એથી વનમાળી;
ભામની છકી સુંદર મુખ ભાળી. વાંસલડી.
સૈયર ચાલો ગાગર સીરધારી નટવરકેરી મોહબત નીરધારી;
મળે જમના ત્રટ ગીરધારી. વાંસલડી.
દાન તણા સ્વામીજીને દેખી પરમસુખ પામી મુખપેખી;
લાભ આ ભવ પરીભવ લેખી. વાંસલડી.

## ૨૩
## ગરબી.

માહારા માથે છે મહી કેરૂ માટ રે રાજ મને કેમ રોકો;
લાગે ભાનુની ગરમી લલાટ રે. રાજ.
જુવો પ્રભાતનો પોહોર વીતી જાય રે. રાજ.
વાલા ગોરસ નહી તો વેચાય રે. રાજ.
નંદરાયના સલુણા નંદરે. રાજ.
ગાયો ચારો આનંદથી ગોવીંદરે. રાજ.
આડા ઉભા સું આવી અકાજરે. રાજ.
રૂડા દેખાતા નથી બ્રજરાજરે. રાજ.
ભર્યુ માટ તેમા અદકો છે ભાર રે. રાજ.
લેસ દયા નથી આવતી લગારરે. રાજ.
ભલાં લક્ષણ બળ ભદ્રજીના ભાઇરે. રાજ.
શું ઉભાછો છેડીલો સાઇરે. રાજ.
દાન રાવ કેરાં સ્વામી દયાળરે. રાજ.
પાય લાગુ માફ કરો શ્રીગોપાળરે. રાજ.

## ૨૪
## ગરબી.

સખી બંદ્રા તે બનમાં વાગીરે, મોરલી માધવની.
તે સુણતામાં નીદ્રા ત્યાગીરે. મોરલી.

વડા પ્રભાતના પહોરમાં વજાડીરે. મોરલી.
ભેરૂ રાગમાં તો ભલીતો ભજાડીરે. મોરલી.
મન વ્યાકુળ થયું તે સુંણી માહરે. મોરલી.
હીયે વીચાર તે ઉપજ્યા હજારૂરે. મોરલી.
સખી ઘરનુ તે કાજ નહી સુઝેરે. મોરલી.
દુઃખ મટે નહી જાય કોઇ દુજેરે. મોરલી.
મહી વેચવાને ચાલો જઇએ માનુરે. મોરલી.
કુંવર જોઇએ જસોદાનો કાંનુરે મોરલી.
વળી ગોરસ પ્રભાતે વેચાસેરે. મોરલી.
ઠીક એક પંથ કામ બે થાશેરે. મોરલી.
વળી વળતાં તે જોઇશું વાલોરે, મોરલી.
લાગે પ્યારો જસોદાનો લાલોરે. મોરલી.
તેવું વીચારીને સર્વે થઇ ત્યારીરે. મોરલી.
મહી વેચવાને સંચરી મૈયારીરે. મોરલી.
સામા ઉભા છે દાન કેરો સ્વામીરે. મોરલી.
ચોકી અબળાને આનંદ પામીરે. મોરલી.

## ૨૫

## ગરબી

રંગ ભેના લાલ એ રાગ.

ગીરધર ગોપાળ મથુરે સુંજઇ બેઠા મુકી માનુની;
નગણા નંદનાલાલ કુબજાને સંગે રહેવું રીત ન કાનુની ટેક.
ઘરકાજ તમે કીધું ધાર્યું વળી એન જશે તે નવ વીચાર્યું;
માહા જાદવ કુલ લજવી મારૂ. ગીરધાર
તરૂની બન બ્રંદ અમુન તટકી મીલી જુથ સોસ ઉદક મટકી;
ફરી હેં વ્યાકુળ કાળજ ફટકી. ગીરધાર.
મથુરે શું મોહયા મોરારી કુંહું ઘેલા થશો તેની લગેકારી;
ઘણી કુબજા છે કામણગારી. ગીરધાર.

ઘણું હીત હતુ તે છોડી ગ્યાછો પરીઉતર નહી લેજ્યો પાછો;
હરી કઠણ હમોપર સીદ થયા છો. ગીરધાર.
જઇ ઓધવ એ પેર સમજાવે અબ બન્સીધર વેગે આવે;
ગુણ દાન કવી ગરબી ગાવે. ગીરધાર.

૨૬

## ગરબી.

રણછોડ રંગીલારે એ રાગ,

સુણો માત જસોદારે પુત્ર તારો પંજેળે,
જાતાં આવતાં જુએરે મોહન ગ્વાલ સંગ મેળે;
દાણ માગે દધીનુંરે હુંકારા તોલે છે,
નથી ડરતો નઠારોરે બરાંફટ બોલેછે;
પકડે છે પાલવરે તીખા નેણ તાકે છે,
વળી બોલતાં વઢતાં રે કાંનો કયારે થાકે છે;
કોક દેખે આ કઉતકરે વલી હમે વહુ વારૂ,
સાસુ સસરો સાંભળસેરે તડફાએ તે સારૂ;
આને લાજ ના આવેરે કોઇ વાત કાનાને,
વારો વારો વેલેરોરે નંદાજીના નાનાને;
જોતાં નાંનો જણાય છેરે પાવ એના પાતાળે,
પીને દુધ પરાયાં રે ચડયો હવે બહું ચાળે;
એનાં કરતબ એવાં રે ભારે ભારે મન ભાવતાં,
અમને લાજ આવેછેરે સરવ તમને સંભળાવતાં;
આંખ્યો જબરી ઉલાળેરે સાંમું જોઇ છોગાળો,
બહુ મસ્ત બન્યોછેરે લાલ તારો લટકાળો;
સાંજે આવે સાંમળીઓરે સારી પેઠે સમજાવજો,
આ અપલક્ષણનાંરે લઢણ એનાં ભુલાવજો;
બીજી ગોવાલ બોલીરે માતા એને મત મારો,
આ બ્રજ અબળાને રે પ્રાણ થકી છે પ્યારો;

મત મારજો મૈઆરે હમે તો હસીએ છે,
એને જોતાં આનંદથીરે આ બ્રજમા વસીએ છે;
ખેલે ભલે ખુશીથીરે લાયક મન લેરે છે,
સાચા દાનના સ્વામીરે ગુણનો ગેરે છે;

૨૭

## ગરબી

કોઇ તો મનાવો મારા રાજ મોહનજીને કોઇ તો મનાવો
વાલમ કુંજ બીહારીરે મોહનજી
બીન અપરાધ તજી સહુ બીનતા
પીઉ ગયા છે મથુરે પધારી રે મોહનજી
કંસની દાસી મળી છે કપટી
કુબજ્યા તો કાંમણગારી રે મોહનજી
રાત દીવસ મન મથુરે રહે છે
હરી જાણે પીડ હમારીરે મોહનજી
દાંન કવી કે સ્વામી દામોદર
ગોકુળ લાવો ગીરધારીરે મોહનજી

૨૮

## ગરબી

કરજોડી કહુંછું ક્યારની મુને જાવાદો
સુ રકજક કરો સવારની ગેર જાવાદો
અલબેલા પ્રાણ આધારછો મુને જાવાદો
હુ જાણુંછુ તમે હુસીઆર છો મુને જાવાદો
તન વદન મનોહર તાહરૂ મુને જાવાદો
મન મોહીત કીધુ છે માહરૂ ગેર જાવાદો
સોકડલી મુજ ઘેર સાલ છે મુને જાવાદો
મારૂ કાળજડું કંગાલ છે ગેર જાવા દો

જેઠાણી જીભ્યા જોર છે મુને જાવાદો
મારો ખાવન કજીઆ ખોર છે. ગેર જાવાદો
મારી સાસુડી છણુકાળી છે મુને જાવાદો
કંથ તાત તે વસીયર કાળી છે ગેર જાવાદો
સુણો દેવરીઓ રીસાળ છે મુને જાવાદો
વળી નણુદલ બહુ વાચાળ છે ગેર જાવાદો
જાતાં વળતાં લોક હજાર છે મુને જાવાદો
આ દુનીઆં દાવાદાર છે ગેર જાવદો
વાલુ કોઈ નથી બ્રજરાજથી મુને જાવાદો
એવુ નીસેં સમજો આજથી ગેર જાવાદો
લજ્જા પામીએ લોકાલાજથી મુને જાવાદો
કુણુ નરતુ છે એ કાજથી ગેર જાવાદો
જુવો પ્રીતી કરી એ જાંણીને મુને જાવા દો
પીએ મછ જે રીતે પાણીને ગેર જાવાદો
ડાહયાને સુ સીક્ષા દીજીએ મુને જાવાદો
કદી બાળક બુધી ન કીજીએ ગેર જાવાદો
કવી દાન પતી કરૂણા કરી મુને જાવાદો
ફેર આ વેળા મળસુ ફરી ગેર જાવાદો

૨૯

## ગરબી

મેલો મોહન મારી માટલી એ રાગ.

છોડો છોગાળા મારો છેડલો કાંન ઘણુ સુ કેવાય
જગડો કરો છો સુ જોઈને દાંણુ કદી નૈ દેવાએ          છોડો.
દાંણુ દીધા વીના ડાઅલીરે નીત્ય નાસી તુ જાય
હવે આવી છે મારા હાથમાં લુંડી કેમ ગભરાય          છોડો.
ડરાવી દાણુ કેરા દોકડારે લાંલ કેમ લેવરાય
જાળવીને બાંધજો જાપતે જો જો છુટી ન જાય          છોડો.

ચળ ચળ બોલે છે ચાવળીરે લેસ રાખેનાં લાજ
આપસો કે નહી આપો એમ કો એનો કરીએ ઇલાજ    છોડે
વીચારી બોલો વરણાગીઆરે, કરો વિચારીને કાજ;
ચુકી જસો ઢોર ચારવાં, રાજા કંસનું છે રાજ.    છોડો.
સીનો વીચાર રાખુ સુંદરીરે, મુને ફેર સમજાવ્ય;
કુણ ડરે છે તારા કંસથી, તેના બાપને તેડાવ્ય.    છોડો.
હસી રાજ્યું હમે હેતથીરે, તમે માંડયાં તોફાંન;
લજ્જા છોડી નંદલાલજી, બણ્યાં તરછટ બેરાંન.    છોડો.
માંખણ ખઇ ન મચી ગઇરે, આહીરડી અજાણ;
તોડીસ આજ ખોડ તાહરી, બાવા નંદજીની આંણ.    છોડો.
પયદધી માંખણ પારકાંરે, ખોળી ખોળી તુ ખાય;
ચાવો ચોરાસી કેસમાં, કાન ચોર કેવરાય.    છોડો.
ના આપે નથી છુટકોરે, જાણે એવુ જરૂર;
બોલી જતાં બહુ વાતસે, સીદ કરે છે અસુર.    છોડો.
વળતાં આવીસ દધી વેચીનેરે, રીત્ય સમજો જદુરાઅ;
વાલા કે'સો એમ વરતસુ, ગુણદાંન કવી ગાઅ.    છોડો.

૩૦

## ગરબી.

ગેલી મને કીધી સી નંદાજીને. એ રાગ

કાંમણ મુને નંદને સલુણે કેવું કીધુ;
લાલ જસોદાજીને ચીત હેરી લીધુ.    કામણ.
તેથી સખી નેત્ર મધે નીંદ નહી આવે,
ભોજન રૂઠી રીત્યથી તે જમતાં ન ભાવે;
મોહન મંત્ર મુજ પર ચલાવ્યો છે માવે.    કામણ.
મંત્ર તણે પ્રકાસે તે મન નાંખ્યુ મોઇ,
જેથી દીવસ રાત્રી રઉછુ નંદ લાલ જોઇ;
કનૈયા વીના પ્યારૂ ન લાગે બીજુ કોઇ.    કામણ.

બૈરો છના હાથ મધે એક બંસરી છે;
ખુરકી ન જાણુ તેમાં કેટલી ભરી છે.
કામા તે બ્રીજની આધીન તો કરી છે, કામણ.
પ્રભુ મુખ દેખીને હુ આનંદ પાંમી;
જીરે પ્રાણુ પ્યારા છો અંતર જાંમી,
સલુણા કાન કવી દાન તણા સ્વામી. કામણ.

## ૩૧
## ગરબી.

સંકટ હુતો શી રીતે સાંખુ. એ રાગ.

લોભી બના નંદલાલ, ગોવીંદ મતબલના ગરજી;
સુથ આ મનમાં કુસાલ. ગોવીંદ.

### સાખી.

કપટ હેતથી કાંનજી, રંગ રમીઆ દીન રાત;
વાંક વીનાના મથુરે વસ્યા જાંણી જાંણી અહીરની જાત. ગોવીંદ.

### સાખી.

પરથમ પ્રીત લગાડતાં, સુસમજાતાં સામ;
સ્નેહ કરી તરછોડવાં, કાન સાંણુ મનુસનુ ન કામ. ગોવીંદ.

### સાખી.

પાણી પી ગર પુછવું, હવે શું આવે હાથ;
ભોળ પણે ભોળવૈ ગીઆં, નતા જાણુ ઠગારાના છો નાથ. ગોવીંદ.

### સાખી.

કુબજા દાસી કંસની, રૂપ મળે નહી રંગ;
જગત લજાતું જાદવા, સીદ લજ્યો હમારો સંગ. ગોવીંદ.

### સાખી.

બેડકમાં બરકત નહી, ફોગટ થઆં ફજેત;
કઠણ વૈઆના કાનજી, હમે જાણું તમારૂં હેત. ગોવીંદ.

## સાખી.

પ્રીતમ વેલા પધારજ્જો, અરજ સુણી ન આપ;
રસીક સ્વાગી દયારામના, તમે મોટો વધારયો માપ. ગોવીંદ.

૩૨

## ગરબી.

દાંણુ માગેરે, દાણ માગે. દાંણુ લીલા. એ રાગ.

દધી દીજેરે દધી દીજે, કદી કૃષ્નથી વીરોધ ન કીજે. દધી.
વૃજ નારી સાંભળ મારી વાંણી, દધ ગોરસના છીએ અમે દાંણી;
તેથી દધીના દહે તો હાર તોડું,ફરી ગોરસનાં માટ બધાં ફોડુરે. દધી.
દાંન દાસના સ્વામીથી કરેજ કડી;
પછે લેઇએ ગોરસ દધી પકડીરે. દધી દીજે.

૩૩

## ગરબી.

ઉપર પરમાંણે.

કાન કેવારે કોન કેવા;
સુગા સુલના ગોરસ દધી મેવારે. કોન કેવા.
મફત આવે નહી દધી કાંઇ માવા;
ખોટી દાંનતથી છાસના લુખા વારે. કોન કેવા.
જૈએ આવીએ સદાઅ વાટય જાંણી;
દીઠા આજ કનૈયો નવા દાંણીરે. કોન કેવા.
સ્વામી દાંનના વતાવો ભયસેંનો;
કોન કંસની પ્રજાને ડર કેંનોરે. કોન કેવા.

૩૪

## ગરબી.

ઉપર પરમાણે.

મહીયારીરે મહીયારી, નથી જાણુતી તુ રીત્ય હમારીરે. મહીયારી

તારો કંસ આટામાં નથી લુણ, કે તેનુ ડરાવ્યું ડરે કુણરે. મહીઆરી.
જાજા નર છે દનીમાં કંસ જેવા, એવું બોલ્યાની પડી છે તને હેવારે. મ.
દાન દાસના સ્વામી ન દાંણુ દેને, તારા કંસન સમંચાર કેનરે. મહી.

૩૫

## ગરબી.

ઉપર પરમાણે.

આજ જાણ્યારે આજ જાણ્યા;
પ્યારા આજ સુધી નતા મેં પીછાણ્યારે. આજ.
જીભતાતી તરૂવારનુ છે જોર;
ધાંન ખાયછો પરાઆં ચારી ઢોરરે. આજ.
મથુરાંમાંથી અરધરા તે માવા;
ખસી આવ્યા ગોકુળમાં સુ ખાવારે. આજ.
દાંન દાસના સ્વામી તું સેનો ડાયો;
જાદવ લજવી કેવાંણો નંદ જાયોરે. આજ.

૩૬

## માઢ દેવીનો.

સગ્તી સાચુ તારૂ શરણુ, બેલી બાલો ચણી બઈ.
વેવંચા દુનીઆં વીસેરે, નીત્ય લે તારૂ નામ;
સંભારતાં સાઅ જેમા કરી, કરતી ધારયાં કામ. સ.
વાટે ઘાટે દુખ વીસરે, એક તારો આધાર;
યાદ કરંતાં આવતી મા, પથ્થર નાય કરપાર. સ.
મંત્ર જંત્ર કે મેલડારે, પાખંડી જગપુર;
વસમેં ગાંટે વેગ સુમા દેવ વીગન કર દુર. સ.
સાતપોર સાતા દીપમાંરે, પંથ એકળ એક પોર;
દાવડ મધે દોગડી મા, ભાખા સાંજહી ભોર. સ.
દુરગા દહીત વીડારણીરે, સામ્રથ આદી સુર;
હીંગોળા બેલી હજોરે, દાંન તણુ દુખ દુર. સ.

## ૩૭

## માઢ.

સુન કુબરી પેંકયુ છુપાએરે, મેરે માલીક મોરાર. ટેક.
ભઇ પુરન દ્રોહી પર ભવકી, ત્રીય બ્રજ સુલ તીઆર;
સુરીજ્યું છીન છીનહી સતાવત, વ્રજકુ વારમવાર. સુ.
ખુબ હમને દધી દુંગ્ધ ખીલાકે, પ્રીતી કીન્હ અપાર;
તાકુ ગેરી રખેહે તુમને, નીલજ કીંકરી નાર. સુ.
તોરે રખે જાઅ નહી ત્રીકમ સબ ગોકુલ સનગાર;
કછુ વીગ્રહ હમસેં મત કરહુ ભેજ હુઉત ભરથાર. સુ.
ગર તેરા દેખી ગબ રે’ગે, મોહન નંદ કુમાર;
સોભીત તોહી નહી નટવર સંગ દુર બલહીન દેદાર. સુ.
રે’નો જો ચૈએ મથુરામે, તો સીક્ષા માંનહુ સાર;
દાંન રાવ કહે આવન દેહુ, ગોકુલમે ગીરધાર. સુ.

## ૩૮

## માઢ ત્રીતાળો.

કૃપાનાથ શ્રીબંકટ કાટણુ સંકટ, છો ભટસુરસધીર;
સીયાનાથના ભક્ત તે જગ્ત સીરોમણી, રક્ત છે વસ્ત્ર સરીર. કૃ.
આકન માલ વીશાલ ધરી ઉર, સોભીત વજ્ર કછોટ;
લાલ ચખાં હથ, લાલ ગદા લઠ, લાલ અનુપ લંગોટરે. કૃ.
લાવણુ સુધ ઉદધ ઓલંગણુ, સાંમ્રથ દુજો કોણુ;
લંક પ્રજાળણુ લછ ઉગારણુ, ડુંગર ધારણુ દ્રોણુરે. કૃ.
ભંજન કસ્ટ પ્રભંજન નંદન, અસુર ગંજન આપ;
જાપ જપે વીસવાસ કરી જન, તોડત સીગ્ર સંતાપરે. કૃ.
દાંન કવી કહે દુઃખ વીડારણુ, વીર તમો બળવંત;
રામના દાસ તે રામ સરીખા, હું જાંણુ હડુમંતરે. કૃ.

## ૩૯

## માઢ.

અલબેલા આવી ઉગારજો, બળતાં મંજ્યારીનાં બાળ. ટેક.
નાથ અજાંણે પ્રગટયો નેભા, ફેર પડી ઉર ફાળ;
ચેલ્યા કેડે જોર સુ ચાલે, જડ પાંદે મહાજાળ. અલ.
પેલાદ બેઠા પારખુ લેવા, વણુ સમ જેવા ચાળ;
મહા અગ્નીમાં બચાવા માટે, રાજ થજો રખવાળ. અલ.
સમરણુ તારૂ છાનુ કરતા, ઘરમાં રહી ગોપાળ;
જાહર થયુ નહીં બાંઅ જાલોતો, પીડસે દુસ્ટ ભોપાળ. અલ.
જોજ્યો બ્રદ બાંનાનુ જાસે, છોડતા નાથ સંભાળ;
સું કહુ જાજુ દાંનના સ્વામી, આપ છો દીન દયાળ. અલ.

## ૪૦

## માઢ. માળવીરાનો.

ચોર મોહી લાયી ગઓ માંખનકો. ચોર.
બાત દીનુસે હુઢતીરે, હે કુન એસો ચોર,
દધ માંખનકે માટકુ, આ બીનસે નંદ કીસોર. ચોર.
છોટે કર પદ છોટકોરે, કરત બખોટ કરે,
ગોરસ ઢોરે ગેંલમે, ફીરત માટ ફરે. ચોર.
સહુન કહાં લગ કરસકુરે, તીખે કામ તુમાર;
લેલ કરીઆં લાડીલે, અબકુટીહુ નંદકુમાર; ચોર.
સોગન ખાઆં છોડ દુરે, ફીર કરે ન એંસો કામ;
છોટો દેખી સાંમરો, મુને દયા આવે દયા રામ. ચોર

## ૪૧

## કાફી.

અંબાજી આઇ, આવ્યાં ખેડે અંબાજી આઇ; ટેક.

પ્રભુરામને પરથમ પરચો, દીધો સુખ દાઇ. આવ્યાં.
બહુરે સોભીતુ મંદીર બણાવ્યું, રૂડી ચતુરાઇ; આવ્યાં.
આદ સગ્તી સોહે મુરતી અલોકી, મૈઆ મુહ્ં માઇ. આવ્યાં.
સમત તેર ખટ વરસ છતીસો, માસ વૈસાક માંઇ. આવ્યાં.
કેસરી ભુપ પ્રતીસ્ટા કરાવી, બેલી થજો બાઇ. આવ્યાં.
પ્રગટ થયાં ધન્ય ભાગ્ય પ્રજાનાં સુંખ સંપત છાઇ. આવ્યાં.
મુખી પટેલ સેવક માજી કેરો, ભલ બેચર ભાઇ. આવ્યાં.
સોભા અપાર મંડપ સુંભ સાજે, ગાજે ત્રંબ ધાઇ. આવ્યાં.
દાંન દાસ રૈવાસી દાવડ, ગુણ કાપ્રી ગાઇ. આવ્યાં.

## ૪૨

## લાવણી.

સુંનમ સખીરી. એ રાગ.

ચોસટ દેવી સંગ ઉમંગ કર, બાલોચની નીકસી બાઇ;
નવરાત્રી મે, ચંડીકા સારદ ખેલે સુંખદાઇ. નવ.
સીંગ વાહની સંગ પધારે, સજ આયુધ ખગ આદી સાર;
ડમરૂ બાજે, ડાક કંસાલ તાલ હોવે ડીમકાર, ડમરૂ બાજે,
સોભા દાઇક પ્રગટ ભયો સસી, અસ્ટમીકી રાત્રી ઉજીયાર,
મંગલ ગાવત, ઓર ભત ભતકે ગાયન કરત ઉચાર, મંગલ ગાવત.

## સેર.

અંબીકા સારદ આદીદે, જુગ માઇ ચોસટ જોગની;
કૃત ખેલ માસ કુમારમે, નીજ અંગ ભુખ ન બની ઠની.

---

અતી હરખ કરકે અલબેલી, આરાસુરી સંગે આઇ. નવરા. ૧
હંસ ચડી હીંગલાજ અધીક હીત, સાજે અયુધકર સમસેર;
ત્રીસુલ જલકે, ભુજા અસ્ટમે સસ્ત્ર સજે ઇહી બેર, ત્રીસુલ જલકે,
આયુધ સાજી માત ઇસ્વરી, પ્રતીબીંબ મંગવાઇ ફેર;
બદન દેખીકે, સજે સનગાર અંગગનીકે ત્રહુ તેર, બદન દેખીકે.

## સેર.

ઠહુરાઇ સનમુખ આઇના, સનગાર સાજત સારદા
ભુખન બસન તત્બર ભએ, સુખદાઇહે દેવી સદા,
મણી સુમાંગી મુસ્તકહી ભુજા પુસ્તકહીં તત્રી લે મુહંમાઇ. નવર. ૨
દર અંજન દ્રગ દોઇ અરસ પુની લે કુમ કુમ કર ટીકા લાલ,
જલકત ચંદા, સરદ પુનમકા સોલ કમ મધે ભાલ, જલકત ચંદા,
મુક્તાફલ નથ જક્ત, પુની અધુરાન રક્ત જેસે પરવાલ;
મોતન માલા, બેંની મુસ્તકપે સોભીત બ્યાસુકી બ્યાલ, મોતનમાલા.

## સેર.

લીલાર જલકત ચંદહી, પ્રતી બીંબતાસ અપારહે,
નથ જલક સુંદીર નાકમે, જનુ દાંમની જલકારહે;
નૌરં ચુદડીઓ ઓડી અંગ, ઉમંગ રૂદે બીચ અધીકાઇ. નવરા. ૩
ઇસ રીતે સબ સાજી આભુક્ષણ, ચંડી નીકલી સાઠહી ચાર,
માંનસરોવર, નીકટ ચોકમે ખેલે બોલે જૈકાર, માનસરોવર;
બજે ડાક ડમરાંન હાક બલવાંન કરે ખેત્રપાલ અપાર,
ભગ્ત જગ્તકે, આઇ ઉછ્વસુની, જૈજૈ સબ્દ ઉચાર, ભગ્તકે.

## સેર.

ચંડીકા ચોસટ ચોકમે, ખલ દાહની આકે ખડી,
સરમાંન તટ કે નીકટ હે, લટ છુટ નવ લખ લોબડી;
દેદે તારી હાથ સકતી સબ સાથ ફીરત મંગલ ગાઇ. નવરા. ૪
તારી ચુટકી હાથ બજાવત, જાંજર પદ બાજે ઝનનાટ,
ઘુઘર ઘમકત ઠુમુક નેપુરકી કીંકણીનોકો ઠણુણુણાટ. ઘુઘર ઘમકત,
રત્ન જડીત હથ ચુડી દામની રૂડી દમકતી હે લીલાટ;
હોઇ ખુસી દીલ, સબેઇહી રીતસે ખેલે દેવી થાટ, હોઇ ખુસી દીલ,

## સેર.

લાવની ગાઇ સક્તકી, સબ ભક્તકી સંકટ હરો,
ઇતની હુમારી અરજ હે, કવી દાંનપે કુરના કરો;

તુમ તો હુમારી માતહો, હુમ તુમેરે બાલક સદા,
ઇસ લાવનીમે ભુલ ચુકહી, માપ કીજો સારદા;
સીપ્રીર નાઇ અસ્તુતી ગાઇ લાવની કરજોડી કહે કવીરાઇ. નવરા. ૫

## ૪૩

## લાવણી. એ રાગની.

દીયા સીંધુ નંદલાલ કૃસ્ન કીપાલ, બીરજકે હીતકારી;
સુનકે અરજી, હો સામરે, ગોકુલ આના ગીરધારી, સુનકે અરજી.
પેહેલી પ્રીત લગાએ પીઆ તુમ, કહો બીજોગ અબક્યુ કરતે;
બહુત અનીતી કરત ઓર દીલ માંજ કીસોસે નાડરતે. બહુત અનીતી.
બીન અપરાધ બીરજ બીનતાકે, હોય હીતુ જીય ક્યુ હરતે;
તજકે ગોકુલ પ્રીદા; હોકે મથુરા અંદર ફરતે. તજકે ગોકુલ

## સેર.

સીંધુ દીઆ કે સાંમરે, પહીલેસે પ્રીત લગાય કે,
અબ છોડી હમકુ એકલી, બેઠે મથુરા જાય કે;
કહુ અધમ ચેરી કંસકી, બેઠીહેં સાંમ બનાયકે;
બેરન હુમારી તીન બંકી, લીન સાંમ લુભાયકે,
પરભવકી વહની હુર પાપની, કહાં મીલી કુબજાકારી. સુનકે. ૧
યહ ગોકુલમે દીન એક જ્યુ, રાજ્ય બીના નહી જાય રહ્યો;
નીંદન આવે, સાંમ બીન સખીએ તાપ ન જાય સહ્યો, નીદ ન આવે.
મકર કેતુ દીલમાંહી સતાવે, કો દુખ કીનપે જાય કહ્યો;
ઉરમે બીચારો, બીરજ બીનતાને સરનો તેરો ગ્રહ્યો. ઉરમે બીચારો.

## સેર.

બાલમ બીનાએ બીરજમેં, રમની અકેલી ક્યુ રહે,
ઇતની હુમારી અરજ હે, કીબ્નાસે જાકે કુન કહે;
બીનુ મની જેસે ઉરગ વ્યાકુલ, પય બીનુ પાહીનહે,

યહ રીતસેં ગોકુલ અબલા, સાંમ વીન અતી દુખ સહે;
કોટી ગુના અબ માપ કરીકે, મનમે સમજે મોરારી. સુંનકે. ૨
જીસ દીનસે તુમ બીછુરે સાંમ મોઇ, તીસ દીનસે સનગાર તજે,
પ્રાણુ તુમેરે પાસ રહતહે, અન જલ ગ્રહન ન કરત અજે પ્રાંન તુમારે.
તુમતો કુબરી સંગ રંગ ભર ખેલત અજહી કરત મજે;
જદુ બંસી હોઇ, લાલનંદાકે તુમતો નાંહી લજે જદુ બંસી હોઇ.

## સેર.

જદુ બંસમે તુમ જનમહે, લાલા અજસનાં લીજીએ,
કંસ રાયકી વહં દીકરી, કુબજાકો સંગ ન કીજીએ;
તુમતો બડે હુસીયારહો, ખરી કેત કબહુ ન ખીજીએ,
સુન સેસ્ટ ઉદક છાંડીકે, પય નેસ્ટ કબહુ ન પીજીએ;
નાગર તાઇ તુમારી નટવર, નીકીલ લહી હમ નીરધારી. સુનકે. ૩
ઉધવજી યહ કાગર ઇતનો પહુચાના મથુરા પુરકુ
દેના હસ્તમેઃ કુબરી દ્વારપે જાકે ના બંસીધરકુ. દેના હસ્તમે
બીરજ ત્રીયા તુ મદરસ બીના સબ, બ્યાકુલ હો બેંઠી ઘરકું
વાલમ જલદી. પત્ર બાંચકે આના ગોકુલ અંદરકું વાલમ જલદી

## સેર

પત્રાંકે સુન બચન પીય જલદી મીલન પધારનાં
અહગાંમ ગોકુલ અબલકે સબહી કે કાજ સુધારના
માફી કરો મોરારી તુમ બ્રજનારીકે કોટી ગુના
હમ બેર બેર કહંત હે નહી રહો જાય હરી બીના
દાંનરાવકે સ્વામી દીઆકર દરસન દેના દુખ ટારી સુનકે ૪

## ૪૪

## લાવણી.

કહાં જાય કીયે ફરીઆદ ભયો દુખ ભારી
પનઘત તટ બેરી ભયે સાંમ ગીરધારી ટેક

જલભરને જો મે જાઉં ઘાટ જુમનાકુ
તબ આઇ કરે તોફાન, સાન નહી વાકુ;
જલ ઢોરેં કનાઇ, ફોરે મટક સીરધારી. પનઘટ.
કરેં ખ્યાલ ગ્વાલ સંગ તાલ, બંસી બજવાવે,
નંદલાલ બાલ આહીરપે, નાચ નચાવે;
બહુ ધુગ મચાવે, આત દેખી પરનારી. પનઘટ.
પહેર્યાં નબીના પેચાંન, કાંન નહી જાને,
બીન ભાંન હોઇ મરતાન સુ પલ્લવ તાને;
બરજોરી લાજ તજી, બોલે મુખસે ગારી. પનઘટ.
કવી દાન રાવ કો, સ્વામી ઘાટ પર ગરજે,
જસોદાસે કહીયો જાય, બાલકુ બરજે;
અપ લછન છોરે, એસે કુંજ બીહારી. પનઘટ.

## ૪૫

## લાવણી.

### રાગ ઉપરનો.

છે નરતન હીરો, ગફલતમાં સુ ગમાવો;
ને આવે વારમ વાર, અવસર આવો. ટેક.
ઘણી વેળા ગોથાં, ખાંણ્ય ચારમાં ખાધાં,
નહીં ગણતાં આવે પાર સહાં દુખ બાધાં;
કરો સમજી ઉતમ, કાંમ રાંમ ગુણ ગાવો. ને.
જુવો પક્ષી જનાવર, સરવ ઓળખે સ્વામી,
નર નહી જાંણે નીજ નાથ, એ કેવી ખાંમી;
સદગરૂ પદ સેવી મોટી ભુલ મીટાવો. ને.
દન રાત દોડતાં ઘર ધંધામાં ગાળી,
વળી સ્વારથમાં નથી જોતો લમણું વાળી;
લાખેણી દેહનો, લેસ ન લીધો લ્હાવો. ને.

ઉર બહુ જીવ્યાની આસ, રંક ને રાજા,
જુવો દન દન વધતા જાએ મનોરથ જાજા;
અભુ નહી જાણ્યા તે પછે થશે પસ્તાવો. નૈ.
છો ભણ્યા ખરા પણ ગણ્યા નહો એ સાચુ,
બીજા ને દ્યો પર બોધ, કામનીજ કાચુ;
હોય દીપ તળે અંધારૂ એહ હઠાવો. નૈ.
ભાઇ માત પીત્યા અભ્યાગત ગરૂએ ઘરનાં,
છેં પાંચે તીરથ સ્રેસ્ટ વચન મુનીવરનાં;
પરથમ તે પુજી ગંગા જુમના જાવો. નૈ.
કરતાર પદારથ કરયા મનુસને માટે,
મહી મેવા મીસરી મળે સેજને સાટે;
મત અઘટીત વસ્તુ જોતાં મન લલચાવો. નૈ.
કોઇ રાત્ય દીવસ મન ગમતી મોજો કરતા,
કોઇ આપો આપો કરે ફરે નર ફરતા;
ફળ પુન્ય પાપનાં પ્રગટ નજર ફેલાવો. નૈ.
તુ જુઠ કપટ તજ પ્રભુ ભજ પુરણ પ્રીતી;
ઉર દયા રાખવી એ છે મોટી નીતી;
એ દાન કવીની અરજ ધ્યાનમાં લાવો. નૈ.

## ૪૬
## લાવણી.

કયું બોત ચાતુરી કરે, આતુરી આની,
નાટરે કરમકે અંક સમજ લેં ગ્યાંની. ટેક.
નૃપ સુર બંસ હરીચંદ્ર બડા સતવાદી;
જીનકી રજધાંની, કૌસલપુરકી ગાદી;
પટરાની ઉનકી, ભરે સ્વ પચગર પાંની. નાં.
ગઉતમ ગર ઉતમ, નારી જગ મયા જેસી,
સુરપતીસે ભ્યો સંજોગ કરમ ગત કેસી;
સીલ્યા ફીર હો ગઇ હલ્યા બોત સઆંની. નાં.

ઍખી લેસ જગ્ત આધાર કૌસલ્યા જાયે,
જીનકે જસ ગાવત વેદ, પાર નહી પાયે;
રાવન હર ગ્યે વહ રામચંદ્રકી રાંની. નાં.
પાંન્ડવ સત ધારી, પાંચ ભુજા બલભારી,
વો પાંચુ કે બીચ એક, દ્રુપતી નારી;
મધ્ય સભા ખીચાયો ચીર ભુપ અભીમાની. નાં.
લછમી બહની બહનેઉ હરી પ્રીય સંકર;
જીન તાત દધી પ્રક્ષાત ભ્રાત ધનવંતર;
ચંદર કે ભાલમે અબ લગ રહી નીસાંની. નાં.
ઉજી અંનકા બીક્રમ ભુપ જગ્ત મનરંજન,
સતવાદી સુશ દાતાર પર દુખ ભંજન;
ચોરંગા બીનકે પ્રીરાઇ કુછ દીન ઘાંની. નાં.
સુખ દુખ કરમ અનુસાર સમજકે સહના,
કવદાંન કીસીસે કરમ કથા નહી કહના;
રઘુનાથ ભજો દીન રૈન મોદ મન માની. નાં.

---

## ૪૭

## ખ્યાલ.

દીલમેં રખો ભરૂસા ભાઇ, ઇમાંન અપના ખોના કયા. રઘુવર બોલી.
ઓર કીંગાલ કીસીસે હોના કયા. રઘુવર બોલી.
અપને ઘરકા કામ ઓર દુસરેકે ભરૂસે સોના કયા. રઘુવીર બોલી.
દુજે ભેસ ગઉ માત પ્રાત બકરીકા બજે બલોનાકયા. રઘુવીર બોલી.
સંકટ સીર પર પડે જડે ખગ, ગડે ત્રંબાલુ રોના કયા. રઘુવર બોલી.
જીનકે ગોરખનાથ ગુરૂ હે, ઉનકું જાદુ ટોના કયા. રઘુવર બોલી.
દાંનરાવ કહે ઓર દેખકે મન અપને મેમોના કયા. રઘુવર બોલી.

---

૪૮

રાગ ઉપર પ્રમાંણે

શ્રીયા રાંમ સુખદાઇ નાંમસે
પ્રીતીજીને પ્રોઇ નહી. વો નર પાખંડી
સમજના ભગ્ત હરીકા સોઇ નહી. વો નર.
જોગી ત્યાગી ભોગી લુબ્ધ રહે.
જોગ કલા ઉન જોઇ નહી. વો નર.
મંસ ભ્રખે અરૂ મદીરા પીવે.
ઉનકે કંધ જીનોઇ નહી. વો નર.
નાયે ગંગ બીન ભેદ પાયે.
વો દેહ ગંગમે ધોઇ નહી. વો નર.
જુધમેં ભાગે ધાવ ન લાગે.
ના છત્રી સીરોઇ નહી. વો નર.
પરમ હંસહો ફીરે પ્રથીપર.
ખલતા મનકી ખોઇ નહી. વો નર.
દાંન રાવ ભગવાંન ભજે બીન.
હરકું પ્યારા હોઇ નહી. વો નર.

૪૯

## બાર માસી લાવણી.

ઉદ્ધવ કહીયો જાકે આજ, મીલને આયોરે મહારાજ ॥ટેક॥
કાતી માસ સીધાયે ક્રીસ્ના, ગયે મથુરાં ગીરધારી,
રાધા આદી સખહી રાની, નીદ ત્યાગી બ્રજનારી. ઉદ્ધવ.
માગસીર માસે જોરી મોરારી, પુની કુબજાસે પ્રીતી,
લજ્યા છોરિ ઇહાં લપટાંને રાજનકી નંહી રીતી, ઉદ્ધવ.
પોસ માસમે કાંમહુ પ્રગટે, તનકું સો સતાવે,
હુવો બેતાલ સરીરનહે હથ, જીનસે રહ્યો ન જાવે. ઉદ્ધવ.

મહા માસ મથુરાં કે માંહી, ગીરધર રાખે ઘેરી,
કાંમનગારી કારી કુબજ્યા, માંનુ બેરન મેરી. ઉદ્ધવ.
ઇંહી ફાગુન ગોકુલ અબલાકે; હીયે જરત હે હોરી,
બીરજનાથકે મુખ દેખે બીન, ઘેલી હો ગઇ ગોરી, ઉદ્ધવ
ચૈત માસમે હોવત ચિંતા, મનહે મીલને માંહી,
બીછુ રત માસ પાંચહી બીતે, નાથ પધારે નાંહી. ઉદ્ધવ.
બાઉ બૈસાક જકોરત બહુરી, ધરનભ ઉડીત ધુરી,
દેખી ધંધકાર દીલ ડરીયત, પરીયત બીપતીપુરી ઉદ્ધવ.
જેષ્ટ માસ ગોકુલ દીસો જદુપતી, કહું આવન નહી કીના,
તુમહી મીલત બીન હમ તન તલફત, માંનુ જલબીન મીના ઉ.
આએ અસાડ ઘઘુંબી અંબર, ધરપરી હે ઘન ધારા
મોહે કહા દેખી કુબરી મુખ, હો તુમ નાથ હમારા ઉદ્ધવ.
સાવનીએકી તીજ સખીરી. અબતો નેરી આઇ
ંથ નાંહી ઘર ઉછવ કેસો. મનમેં સોંચ ન માઇ ઉદ્ધવ.
ભાદુ માસમેં ગરજત ભારી. કારી ધટા ઘન કેરી.
સપનેમે હમ દેખે સુંદર, ત્રીકમ મુરતી તેરી. ઉદ્ધવ.
આસો માસ અમોવસકે દીન, અલબેલો ગર આયે.
મીલી ત્રીઆ બ્રજ જુથ હરખમહે, બનીઠની નાથ બધાયે ઉધવ.
ઉગની સંવત વરખ અડતીસા, આસ્વીનકા ઉજીયારા
ગુન તબ રાવ દાંન કવ ગાયે, બરને માસહી બારા ઉધવ.

૫૦

## તીથીઓ

અનુરધજીની ગોડલી એ રાગ.

એકયમે આવી એક પત્રીકા, દસરથ્થને દરબારરે
સગપણ રાંમનું સીતાથીરે, થયુ મીથીલા નગ્ર મોજાર
આનંદ ગણો ઉર થયો રે.

બીજ તે બીજે બહુ પુન્યનાં; રોપેલાં રવીકુળરાયરે
સગા જનક સરખા મળ્યારે, કંન્યા જાનકી લક્ષ્મી કેવાય આ.
ત્રીજે તે તોરણ ટોડડે. ઘણા બાંધ્યાં સઉકો ઘેરરે
આસોપાલવને આંબનાંરે. લાવી પત્ર કરી લીલાલેર આ.
ચોથ તે ચંદ્ર બદની મળી, ગાવેસુ મંળગીતરે
ગાંણાંમાં હસી હસી ગોડવેરે, સુભનાંમ શ્રી રાંમને સીત આ.
પાંચમ પુજ્યા પંચકર. કુળ રીતી ઉતંમ કીધરે
વીપ્ર કરે ધુની વેદનીરે, ડંકા ઢોલ નગારે દીધ આ.
છઠે સોહાગણ સુદરી; સહુ સોળ સજી સણગારરે.
બે હદ વધાવા બોલતીરે જાંણે કોકીલ દે ટઉકાર આ.
સાતમ સઉકો સજ થયું જાવા જનકપુર જાંન્યરે.
ગજરથ સણગાર્યા ઘોડલારે નાંબત ગડગડે ફરકે નીસાંન આ.
આઠમ રાજ અવાસમાં સાજ સજાવે મંત્રી આઠરે.
શ્રી નૃપ દસરથ સંગમાંરે, સોભે મહારાંણી ત્રણસે સાઠ આ.
નુમેં નવ ગ્રહ પુજીયા મુખ રજા લેઇ મુનીંદ્રરે
સજી રઘુવંસી સંચર્યારે, જાંણે અમર સહીત ચડે ઈંદ્ર આ.
દસમ દમગળ દેખતાં પંથ લોક લાગે પાયરે
જોઈ સજાવટ જાંનનીરે; કહે ધન્યધન્ય દસરથ રાય આ.
એકાદસી દીન આવિયા નગ્ર જનકરાય નજીકરે.
સાંમૈયુ કરી લાવ્યા સેરમાંરે જડે છત્રીસ વાજંત્રજીક આ.
બારસ બહુ પરકારની જાંની વાસાની રચના જોઈરે
તારીફ કરે છે નર ત્રીયારે, રાય બેસ જમાડ્યા રસોઈ આ.
તેરસ તોરણ વાંદીયા દસરથ નંદન ચ્યારરે.
તનીઆ ચ્યારે જનક તણીરે, પરણ્યા જયધુની છાઈ અપાર આ.
ચઉદસેં ચ્યારે દેસ ચાવો, ડાયજો જનકે દીધરે,
રજવટ રાજાની રીતયથીરે, કરી વીનતી વીદા પછે કીધ આ.
પુનમે પરણી પધારીઆ સહુ અનુજ શ્રીઘન સાંમરે.
વીધીયુત હરખે વધાવીઆરે; કૌસલ્યાએ પુરણ કાંમ આ.

પંનર તીથી પરમાંણુમાં, વૃણુંવ્યો શ્રી રઘુવર વ્યાહરે.
દાંન કવી સીખે સાંભળેરે એન ઇસ્વર આલે ઉછાહ

૫૨

## ગરબી.

સાતવાર રાગ ગોરમાનો.

સજની છોડી ગીયા ઘનસાંમ, મથુરે માલવારે લોલ,
એવો હમે સો કીધો અપરાધ, તે લાગ્યા ચાલવારે લોલ;

### સાખી.

રવીવારે રવી ઉગતે, આવ્યા અક્રુર આંય,
સંગાથે ગીયા સાંમળો, કસુર હમારી નથી કાંય;
મ્હારી સજની, કયાં દુખ કીજીએરે લોલ. ટેક.

### સાખી.

ચંદ્રવાર નીસી ચંદ્રમા, ઉગ્યો જોઇ આકાસ,
ઉરમાં ચીંતા થાય ઇમ, વાલે તે મથુરે પુરયો વાસ;
મ્હારી સજની, દોસકીને દીજીયેરે લોલ.

### સાખી.

મંગળવારે મંગળીક, કીધુ પ્રભુએ કામ,
જાદવ કુળ જાહેર કરયુ, નંદજીનુ લજવી મારયું નામ.
મ્હારી સજની કુબજ્યાથી પ્રીતી કરીરે લોલ.

### સાખી.

બુધવારે બુધીવાન થઇ, કરયું સુ રૂડુ કત,
વ્રજ નારી પ્રભુ વસ કરી, વાઢયું કુવામાં મુકી વત;
મ્હારી સજની અધીક અનીતી કરીરે લોલ.

## સાખી.

ગુરૂવારે ગીરધર વીના, સુનો સઉ સંસાર,
કેઇ પે'ર મન કાઠુ કરૂં ઢળકે નેણેથી જળધાર;
મ્હારી સજની ક્યારે ખુશી કાવસેરે લોલ.

## સાખી.

સુકરવારે કોઇ સુગડને, મોકલુ મથુરાં માંય,
કપટી નાથે ન આવીયો, સમખાઉં સંદેસો કે સા'ય;
મ્હારી સજની હરી ક્યારે આવસેરે લોલ.

## સાખી.

સનીવારે સપના વીસે, જોયા જાદવરાય,
વાગે ભણકારા વધુ, જાઠુનાં સપનુ મારૂ જાય;
મ્હારી સજની અલબેલો આવીયોરે લોલ.

## સાખી.

દેખ્યા સ્વામી દાંનનો, ઉપજ્યો હરખ અપાર,
રસીયાજીને રીજવ્યા, વરણુવીને ગાયા સાતેવાર;
મ્હારી સજની, ભગ્ત મન ભાવીઆરે લોલ.

---

૫૨

## કક્કા.

ઉપદેશી. ત્રીતાળી, ચોપાઇ.

કકા કેસવ કરૂણા કીધી, દેહ નરની અનુપમ દીધી;
ભવ આવી તુ પ્રભુજી ને ભુલ્યો, ફોગટ સુખ જોઇ સુ ફરે ફુલ્યો.

ખખા ખરૂ કહે લાગે છે ખોટું, માટેસેં મટે અંધારૂ મોટું;
જ્યારે તીમર રૂદેથી જાય, અનુભવથી આત્યમ ઓળખાય,
ગગા ગ્યાંન વધે ગુરૂ ગમથી, ધન જેમ વધે છે ધરમથી;
ગુરૂ સેવીએ પુરણ ગ્યાંની, મોટા જનનાં વચન સુભમાંની,
ઘઘા ઘર ઘર કરી ના થા ઘેલો, પાપ પોટલાસુ બાંધ પે'લો;
પાંમે મ્હાદુખ પાપીયા પ્રાણી, કર્ય સમજીને સારી કમાંણી,
ચચા ચાતુરી ઢુંગના ચાળા, મુકી ફેરવ્ય પ્રભુજીની માળા,
ભવસાગર મ્હાજળ ભરીયો, તરણી નાવમાં બેઠો તે તરીયો;
છછા છાસ તાંણી છણકારી, નવ નીત લહે નર નારી,
ઇંમ વાણી પ્રચાર અપાર, માંથી લીજે રકાર મકાર;
જજા જખમારે જ્યાદુને જંત્ર, મોટો રામના નામનો મંત્ર,
એથી નીકટ વીઘન નહી આવે, ભાગ્ય હોય તો સાધવો ભાવે;
ઝઝા ઝેર વેર ખોટો ઝગડો, મુકી ઝાલ્ય તુ ભગ્તી મારગડો,
ભગ્તી જનમ મરણ ભય ભાગે, લેતુ ગુરૂ ગમ ઠીક જો લાગે;
નના નાવી તુને નવરાઇ, ગરધંધામાં રયો ગુચવાઇ
જોતાં જોતાં ઉંમર વહી જાય. ઠીક મનનું ધારયુ કેદી થાય
ટટા ટાકટેમ ટેડાઇ, થોડી રાખ્ય ઠાલી ઠકરાઇ
ખાવુ ગરનુ કહે લોક ખોટો, મળ્યો એમાં તે લાભ સુ મોટો.
ઠઠા ઠાઠ ઠગાઇના ઠાલા, ક્યારે તજસો કરૂ કાલાવાલા
સારી રીત્ય થકી અનુસરવુ, કાજ પરઉપકારનુ કરવું.
ડડા ડાપણ તુ ઘણુ ડોળે, ખાંતે પોતાનુ ગર નહી ખોળે.
ઘટમાંહી વસેં ગડનારો, જાય હુંપદતો જડનારો
ઢઢા ઢોર ધણી ન પીછાંણે. જડતુ નિજ નાથ ન જાંણે.
તારા ડાપણમાં વળ્યો ડાટ પસુથી નર દેહન પાટ
રણા રેણીથી રામજી રાજી કહે છે સમજાવી પંડીત કાજી.
લાખવાર ભોજન કેવા લાગે, ભુખ ખાધા વીના કેવી ભાગે
તતા તાપ ટળે દુખ તનનાં, જો તુ વરતે વચન હરીજનનાં.
અનુભવ રવી ઉર ઉદે થાય. જન્મ મરણ તણું દુખ જાય.

થથા થીર વૃતી થીરમન થાપી. પ્રભુ જાણવા પુરણ પ્રતાપી
ગુણ ગાઇએ છોડીને ગરવ. સીધી રાંમ ભજનમા છે સરવ
દદા દાંન દયા દીનતાઇ; છે એ સંતોનાં ચીન સદાઇ,
ઠામ હરીજન હોય ત્યાં ઠરીએ, હરી વિમુખ સદા પરી હરીએ,
ધધા ધરમ મારગમાં ધસીયે, ખોટા રસ્તાંથી અળગા ખસીયે.
ધર્મે મુળ દયા દીલ ધારી, વદીએ સત્ય વાણી વીચ્યારી,
નન્યા પરનારી પારકુ નાણું; ભાળી જેનું ન મનડુ લોભાણું,
ધરી નરતન તેને છે ધન્ય, એથી અધીક ચતુર કુણ અંન્ય,
પપા પ્રેમ થકી પટેલાઇ, મત કરજે કદી મારા ભાઇ,
રંક ભેખ રાજા લોક રગડે, બુધીનાં યતો બે ભવ બગડે,
ફફા ફોગટ ફેરે ફરીયો, કદી સંતનો સંગ ન કરીયો,
ભલો સંતનો બોધ ન ભાવે, એને સમજણ ક્યાં થકી આવે,
બબા બકવામાં તુ બહુ બળીયો, ગુણ રામ ગાતો બેલ ગળીયો
આવે આળસ ઉંઘ અપાર, મટે સી રીતે જામડાંનો માર,
ભભા ભોળવ્યાં ભોળીયાં ભાળી; વળી લોભમાં પુંડન વાળી,
લોભે કૈક સુજાણ લુટાણા, સુણી સારા વચન થાવ સાણા,
મમા મુખથી કહે મારૂ મારૂ, તેમાં સું છે તપાસી જો તારૂં,
ભેળું થયુ રણુ સબંધ પ્રભાવે, સોક હર્ખ એનો સીદ લાવે.
યયા એક અનુપ ઉપાય, રહી ભેળો જો ન્યારૂં રેવાય,
રહે જળમાં કમળ રૂડી રીતે, પોતે અળગો દેખાય સું પ્રીતે,
રરા રામજી પ્રેમથી રાજી, ભાવે જમીયા વીદુર ઘેર ભાજી,
જુવો સવરી તણો પ્રેમ જાણી, વાલો બોર આરોગ્યા વખાણી,
લલા લોભી લુંડ ટુક લાવી, દેછે ધુલમાં ખોધી દબાવી,
નર એ રીતે ડાટે છે નાણું, થાય સર્પ તો રહેવા ઠેકાણું,
વવા વસમી વૈતરણીની વાટ, એનો તુ નથી કરતો ઉચાટ,
જમ મુદગળ મારસે જ્યારે, તુંને વચન સાંભરસે ત્યારે,
સસા સુણી લે સીખાંમણ છેલી, બકુ નાંમી છે સત્યના બેલી,
સત્ય જે નરનારી ન છોડે; તેને શ્રી હરી કેમ તરછોડે,

હહા હોય ખપતે રાખ્ય, હૈયે, કાને નાં ધરે તેને સુ કૈયે,
પાત્ર ફુટયામાં નાં રહે પાણી, સુંન્ય હરદામાંનારે સુવાંણી,
અયા અક્ષર અક્ષર અર્થ, વાકય એક ધરયુ નથી વ્યર્થ,
બીના ભાગ્ય આવે કયાંથી બુદ્ધી, સેઠની સોખ ઝાંપલા સુધી;
સંવત ઓગણી ત્રેસટ સાર. વદી દસમી શ્રાવણ સોમવાર,
રચ્યો કકો કૃપા સીયારામ, દાવડ વાસી કવિ દીયારામ,
વાંણી સરલ કરી છે વિચારી, એથી સમજી શકે નરનારી.
ગાય સીખે સુણે ગવરાવે, પ્રભુ કરૂણા સદા સુખ પાવે,

૫૩

રાગ ફેરો. મેહેતાજી રે સું મહી મુલ બતાવો
ગીરીવરધારી રે, મસ્કરી મ્હારી ન કરજ્યો;
જરા જોઇ જોઇ પગલાં ભરજ્યો,
જાઉ બલીહારીરે, સીખાંમણ ચીત ધરજ્યો, જરા જોઇ.
પડી તમને ટેવ નઠારી રે, વેણા વળખાં સું વ્યભીચારીરે,
નથી જોગ તમારા હું નારીરે, માટે સમજીરે
કાન અડપલાં કરજ્યો, જરા જોઇ.
ફરો ઘેર ઘેર ફેરા ફરતારે, કાંના કરથી ચાળા કરતારે,
દેખે લોક તોયે નથી ડરતારે, પડયા પેંધ્યારે;
જ્યાં ફાવે ત્યાં ફરજ્યો, જરા જોઇ.
જેને તમને ચડાવ્યા ચાળેરે, જ્યાં ત્યાં જોતી ફરે છે જાળે જાળેરે,
મુને ફાવે નહી કોઇ કાળેરે, અપલક્ષણીરે,
બ્રજની રાંડો મરજ્યો. જરા જોઇ.
કવિ દાંનના નાથ કનૈયા રે, છોરૂડા બાપના છેયારે,
નંદ તાત જસોદા મૈયારે, હોય હુસતોરે,
વનીતા સુંદીર વરજ્યો. જરા જોઇ

૫૪

દાદરો.

માધુ બનપે બજી મોરલી, સુંનો આજ તો સખીરી, ટેક

નનાદ ગજે ।
તટ જમુનાકી તીરી,
... ... ...ટકા, પુનીરંગમે હે પીરી;
હરદમ કનઇયે હેતસે. લહે હાથજલીરી. માધુ ૧
કહુતાહીમે કરતુત હે, બજે મોહકી બંસીરી,
દીલકજન સુંજત દ્વારકો; ઉર હોત અધીરી, માધુ બ.
મીલી જુથ ગયે ત્રટ જમુના, નિજ ભરનેકું નિરી,
દાન રાવકો સ્વામી દેખ કે, ભલ મઝુ ભઇરી, માધુ બ.

૫૫

## કલ્યાણ.

બીરજપતી દેખે બીના બાહુરી બની. ટેક.
ફનીદ બીહાલ ફીરે, જયુગઇમની,
હોત સુરાપાંનથી કે, મસ્ત હસ્તની. બીરજ
પાંની હીતે જાય પરી, દંડ અંધની,
ચંદ બીના ફીકો ચીત, જયું કમોદની. બીરજ
આજ જોન આતે આપ, કયા કહુ ધની,
લાલ મેંતો ચુસી લેતી, હીરકી કની, બીરજ
કૃષ્ણજી પધારે ધન્ય, ઘરી આજની,
દાંન કહે હરખી ઘની, ગોપી ગ્વાલની. બીરજ

૫૬

## કલ્યાણની

બીરજ મહ કૃષ્ણ બીના સખીના સુહાય ટેક.
નીંદ નયનમે રયન ન આવત, ભોજન જીમ તન ભાય, બીરજ
કુબરી કુબરી કંસકી દાસી, મોહ ન રખે ભરમાય, બીરજ
મનમે સમજે નાંહી મોરારી. પુર ન પ્રીતી લગાય; બીરજ
દાંન રાવકે સ્વામી દીય કરી, અબ ગોકુલ કબ આય. બીરાજ

૫૭

## રાગ કાલીંગડો.

એસે તુમ સુંદીર સ્યામ કૃપાલ. ટેક.
ગીરીવર ધરન હરન ભવ સંકટ,
અસરન સરન દયાલ. એસે તુમ
સુબરન મુકટ જડીત નગ સુબરન.
સુવરન વપુ જન પાલ. એસે તુમ
અમીત મયંક લજે લખી આનન,
કેસર તીલક સુભાલ, એસે તુમ
મધુકર ભ્રકુટી માર મદ મોચન,
લોચન કૂંજ બીસાલ. એસે તુમ
નાસા દસનચી બુક છબી મન હર,
મંજુલ અધુર પ્રવાલ, એસે તુમ
કુંડલ કરન કનક મુક્રાકુતી,
ગલ મુગ્તાફલ માલ. એસે તુમ
જાંમા રૂચીર અંગજર કસીકે;
દુપટ અમોલ દુસાલ. એસે તુમ.
કમલા વર પટ પીત બંસીકર;
હસી બોમંદ રસાલ. એસે તુમ.
પ્રતીદીન કરત રાવરી સેવા;
શ્રીકેસરી મહીપાલ. એસે તુમ.
યા તે બીનય દાંનકી ઇતની;
દીજે કૃપા કરી લાલ. એસે તુમ.

૫૮

## ભૈરવી.

શ્રીયા કોઉ હર ગયો અસુરારી. ટેક.
આંની લકરીયાં કર હુ ઉજારા;
કહાં હે જનક કુંમારી. શ્રીયા કોઉ.

બનમે પંછી હરી હરી બોલત;
કેસે વચન ભયકારી. શ્રીયા કોઉ.
મે આગે નીકસ્યો મ્રગ મારન;
બંધુ તે બાત બીગારી. શ્રીયા કોઉ.
સ્વાંમી દાંનકો કહત લછનસે;
ભરી ભરી અંખીયાં મે વારી. શ્રીયા કોઉ.

પદ

## ગઝલ.

સાખી.

ારસ બેચન ગોપીકા સખી મીલી સબ સાથ;
અંગ સોલ સીનગાર સજી મટુક ધરેહે મા.

## ગઝલ.

જકે સીનગાર ચલી સબહી,
રૂન મન મસ્ત ત્રીયા તબહી;
ાહત વપુ સેષ્ટ વાસુક વેંની,
પુર પદ હુંમકત મૃગ નેંની;
ાસ્તક લહીકે ગોરસ મટકી,
ાભારત લાજ ઘુંઘટકી;
ાકટ સબ આઇ બ્રજ નારી,
ઉવાં જહાં ચારત ગીરધારી.

## સાખી.

પહુંચી હે ઢીંગ પ્રેમદા, કરત ખ્યાલ જહાં કાંનુ;
સબ્દ બેન સુની કે સબે, મોહ ચકીત ભઇ માંનુ.

## ગઝલ.

ાત જહ બંસી નાદ કાંનુ,
ાહીત ભઇ સુની કે સબ માંનુ;
નકે ઘરી દોઇ ચલી સબહી,
ાકમ રોધી રાહ ખડે તબહી;

કહુન લગી અગલા કરજોરી,
મોહુન એક બીનય સુંનો મોરી;
હોહો નંદલાલ જાંને દો હમકું,
રહે કીમો રોકિ પરા સમકું;
રોસ કરી બોલે જદુરાઇ,
તુજેં બહુ આવત ચતુરાઇ;
ત્રીયા કુછ કાંમ નહી તેરો,
મટક દધ દાંન લગત મેરો;
તબે હસી બોલત બ્રજ ત્રેયા,
ભાખત મુખ મીથ્યા વચન લૈયા,
આજ હમ બાત નઇ જાંની;
દેખે નયે ગોરસકે દાંની,
નગર જ્યા પુછેગે નરનારી,
આવત ગીન દેગે સીલબ સારી;
ફીરી ફરી હસીકે કુસલાવેં,
સ્વાંમી દાંન દાસકો સમજાવેં.

૬૦

## ઠુમરી ચોસર.

કહૂં કંસ કાજ મથુરા સમાજ
ગયે ગોકુલસે ઉત ગીરધારી. ટેક.
પ્રથમ હુ જાઇ સરીત તટપરીયટ,
છિન લીયે પટ સંધારી. ટેક.
ભીંતર નગ્ર આયેધ્વેભાઇ,
મલગજચુંધસજદીય મારી. ટેક.
કુબરીકો ચંદન લીન કૃપા કરી,
અધમ ત્રીયા જબ ઉધારી. ટેક.
પટકયો કંસ જટા સીર પકરી.
રાજ કીયો વહાં મોરારી. ટેક.

દાન રાવકે સ્વામી રચન દીન,
કુબરી સંગ રહે હીતકારી ટેક.

૬૧

## ઠુમરી.

તુમ ઉધો જાય મથુરાકે માય,
પહુચાવ હું મેરી લિખપતીયાં. ટેક
મથુરાં ગયેહે જબતે મોહન,
માંનુ સકલકી બીકલ મતીયાં. ટેક.
બ્રજ લલના સબ ફીરત બાહુરી,
સ્યામ બીના તો જરે છતીયાં ટેક.
રૂતુ ગ્રીસમ જયુ તુછ જલ રમની,
કુની મછીયાં તન તલફતીયાં. ટેક.
ખ્યારી લગી તુમકું બહુ પ્રીતમ,
એરન કુબજ્યાકી બતીયાં ટેક.
દાંનરાવકે સ્વામી દીયા કરો,
આવહુ ગોકુલ સુખ અતીયાં. ટેક.

૬૨

## ઠુંમરી.

મુખ હસત મંદ બ્રજ નારી બ્રંદ;
બનરાબન આયે ગ્રહી બસીયાં. ટેક.
જદુ કુલ નાથ લલન દુખી જાંની;
ધર ચીત ગોકુલ મગ ધસીયાં, ટેક.
તીલક ભાલ ઘનસ્યાંમ સુભગતન,
ભ્રગુટી ભ્રંગ માધુર હસીયાં. ટેક.
કુંડલ કરન સુવરન કનૈયાં;
કમર પીતાંબર જર કસીયાં. ટેક.
કુંજ ગલનમે દેખી કૃષ્ણ છબી;
ધરી હીત ગોપી ગ્વાલ ધસીયાં. ટેક.

દાંન કે સ્વામી બજાઇ બંસરી;
રાગ મોહીત કરી કે રસીયાં. ટેક.

૬૩

## ઠુમરી

સબ ચલ હુબીર સુમનહકી તીર,
બંસી નંદલાલ બજાવત હે. ટેક.
ઘુંમક ઠુંમકસે ગોકુલ ઘરની,
ઉદ્દકકે મસ આવત હે. ટેક.
ગહુર સબ્દ મધુરે સ્વર ગુંજત,
ચિત ત્રીયકો લલચાવત હે, ટેક.
બની ઠની લલીત આઇ બ્રજ બીનતા,
પેખી પતી સુખ પાવત હે, ટેક.
મંડલ રાસ બીલાસ મનોહર,
રૂમ ઝુમ ઠુમક રમાવત હે. ટેક.
દાંનરાવ કે સ્વામી દમોદર,
ભાવીકે દીલ ભાવત હે. ટેક.

૬૪

## ઠુમરી

પ્રાત સમે જસુમતી ઉઠ અંગન,
નટવરલાલ નચાવતહેરે ટેક.
મયુર પીંછકો મુગટ ધરે સીર,
પીત જંઘા પહીરાવત હેરે. ટેક.
પદ બાજે ઘુંઘર અરૂ નેપુર,
સુચી કર બંસી સોહાવત હેરે. ટેક.
ધારે પદ રૂમ ઝુમ ઠુમ ધરપર,
અવીલોકન ત્રીય આવત હેરે. ટેક.
ગાવ બજાવ ઉઠાવ બીબીધ ગતી,
મોહન તાન મીલાવત હેરે. ટેક.

અવોલોકી જસુમતી નીજ ઉરમે,
પુરન આનંદ પાવત હેરે. ટેક.
નીત પ્રતી ખ્યાલ કરત નંદલાલા,
દાસ દાંન જસ ગાવત હેરે. ટેક.

૬૫

## ઠુમરી

બજે બંસીયાં જી બજે બંસીયાં રે,
મધુબન માંહી બજે બંસીયાં. ટેક.
મંત્ર પઠત કછુ ઇહ મુરલીમે,
રનકાવત માધુરી રસીયાંરે. ટેક.
સુનત સ્રવન ઇહ સબ્દ બીપીનમે,
બાહુરી હોવત બીરજ તીયારે, ટેક.
સીર ગગરી ધરી હીત ભરી સુંદીર,
આયે સકલ ઉદક મસીયાં રે. ટેક.
રાવ દાનકો સ્વામી બીલોકી,
હરખીત ચીત ત્રીય તબ હસીયાંરે. ટેક.

૬૬

## ઠુમરી

આજ બ્રજ બાસીને બંસી બજાઇ,
હો સુન લેહુ સખી સુખદાઇ. ટેક.
રાત્રી સમય મધુ બન માંહી રસીયા,
જ્યુથ ગ્વાલ લીય જાઇ
ગહર ગહર તીક્ષન સ્વર ગાવે,
રાગ મધુર રનકાઇ. ટેક.
વહ ધુની સ્રવન સુનત ચીત વ્યાકુલ,
મોર ભયો છીન માઇ,
ઓઢી બસન સુવત અનભાયો

અરૂ જાગ્રત અકુલાઇ. ટેક.
લેલે સાસ સેજમેં લોટત,
અંખીમેં નીંદ ન આઇ,
જાઇ કમાર છીદ્ર મહુ જાંખત,
ગારીહ હુત ગભરાઇ. ટેક.
પ્રાત સમય સબ જ્યુથ મીલ પ્યારી,
કહાં હે કુંવર કનાઇ,
દાંન રાવકે સ્વાંમીકુ દેખન,
ઉદકકે મસ આઇ ટેક.

## ૬૭
## ઠુમરી
### ઠાઢીયાં

બને હો તુમ મસ્તાંન, અહો જદુબીર. ટેક
ગ્રહ મેરે હે કાજ ઘનેરો, નંદલાલ મોય ભરને દો નીર, ટેક.
તુમ તો નીકાંમ ફરત હો જીત તીત, તાકત યમુનાકે તીર, ટેક.
ગીરધારી મત કર હુ અચગરી, ભઇ પનઘટ લોગન ભીર, ટેક.
પરત્રીય કો તુમ જાલત પલ્લવ, એસે નીલજ ભયે હો અહીર' ટેક.
દાંનરાવકે સ્વામી દમોદર, ચિત ન લજત ગ્રહી ચીર. ટેક

## ૬૮
## ઠુમરી.
### દક્ષણી રાગ.

મહી બેચનકું રે નંદલલા, જાને દો બીઠલા, ટેક.
સીરપર મટુકી બોજ ઘનેરો, જાનો દુર હમારો,
અતી ઘબરાંમન આવત યાતે વપુ પસે ના વારો,
સનમુખ તપતી હે, ભાંનકલા, જાને દો બીઠલા

દેખી અબલા જાંન ન દેતે, બેહક કરત બખેરા,
દાંણ દાંણ કહી કે દુખ દેતે, સંજ્યા ઓર સબેરા,
ઠઠા તેરા, કરનાઇજલા. જાને દો બીઠલા
ઉરમે કછુ બીચ્યાર ન આવે, જુંબત હો જટપટસે,
ગ્વાલ બાલ તજી ગઉંવા ચારન, મારત લઠોયા મટસે,
ત્રીય નહી દેવે, તવદેતટલા, જાને દો બીઠલા
નહી દેખી એ બાત નીંદમેં દધકે બીઠલ દાની,
રાવ દાંન કે સ્વામી રસીએ, કયું છોરત કુલ કાંની,
સુખ તેરેકી, લેઉ બલા. જાન દો બીઠલા

૬૯

## સોરઠ.

કનૈયેજે જુમનાપેં બંસુરી બજાઇ. ટેક.
મોહન મંત્ર હે ઉસ મુરલીમે,
સુની મેરી મતી ભરમાઇ કનૈયે
ભુલી કાજમે અપને ઘરકો
પ્રાંણ રહો વાં લપટાઇ કનૈયે
બીનુ દેખે મોઇ ચેન પરત નહી,
તનકી સુધી બીસરાઇ. કનૈયે.
સીર પર ગગરી લે ચલ હુ સખીરી;
કહાં ઠાડો કુંવર કનાઇ. કનૈયે.
દીયારામ કે નાથ દમોદર;
સોરઠમેં સમજાઇ. કનૈયે.

૭૦

## માલવીરાનાં ભજન.

કયુ ન ભજત કરતારરે મુરખ મનુવા;
કયું ન ભજત કરતાર. ટેક

ભવ સાગરમાં ભુલો ભટકો,
પેટ ભરન ઉદ્યમ ખટ પટકો;
ઇસ્વર નાંમે અટાકો અતી અહંકારરે, મુરખ.
જે નવ માસ ઉલટ સીર જુલ્યો;
દુખીઆ વાસ તાપમાં ડુલ્યો;
બહાર નીકળતાં ભુલ્યો શ્રી ભરથાર રેતુ. મુરખ.
ભુલ્યો સું ધન જોબન ભાળી,
વિસારી બેઠો વનમાળી;
હરદો જો સંભાળી થા હુસીયાર રેતુ. મુરખ.
દાંન કવિ કહે મુક્તી દાતા,
વાસુદેવ પ્રભુ જગ વિધાતા;
તે છે સહુનો ત્રાતા સરજણ હાર રેતુ. મુરખ.

૭૧

## ભજન.

## રાગ માલવી.

સીતારાંમ સમર મન સાચ. ટેક.
અંદ ફંદમે ઉમર ખોઇ, બકતો ખોટી બાચ,
જો થારો કંલ્યાંણ ચાહે તો, રઘુવર નાંમે રાચ. ટેક.
કોલ કીયોથો પ્રભ પાસમે, જીન સ્વાંમીકુ જાચ,
આજ કાલ કરતામાં ફુટે, કાયા કુંપો કાચ; સીતા.
કાંન ધરે ના રાંમ કથા મેં, નીત ઉઠ દેખે નાચ,
સાંણા હોઇકે નીરલજ ગાંણા, મન થારે ભાવે માચ. સીતા.
હરીકા ભજન બીન મુગતી નહોવે, બેદ પુરાંણકી બાચ;
દયારામ રઘુબીર દયાસે, આવે ન ઉની આંચ. સીતા.

૭૨

## ભજન.

### રાગ માલવી.

સમજ મન તન ધરી કાહ કીયો, ટેક.
સુક્રીતમે સમજ્યો નહી હે સઠ, દીનકું ન દાંન દીયો;
સ્વારથ કાજ કરી બહુ છલતા, જાંનત અમરજીયો. સમજ.
ભગતી દાંન અનુભવ કે વૈભવ, લાભ ન કાહુ લીયો;
પસું સમતુલ રહયો તુ પ્રાંની, ભવ તેરો અફલ ભયો. સમજ.
ભજ રઘુબીર ધીર ધરી લૈયા, હીત કરી ખોજ હીયો;
દાંન દાસ કહે નરતન દુલભ, ગુરૂ ક્રીપા સુધરી ગીયો. સમજ.

૭૩

## ભજન.

### રાગ માલવી.

ભજન હરીકો મત ભુલેરે અહો મનુવા,
સમજાઉ તો કુમેં ભજન હરીકો મત ભુલેરે. ટેક.
આગે કઠીન કોલ કરી આયો, વાકુ અબ કેસે વિસરાયો;
પાયો મનુસ તન ભલ અવસર, ડાપનમે ડુલેરે. ભજન
સાંણા હોકે ઓત કીયો છલ, પાવ ધરે અધ્રમ કે પલ પલ;
નિરમલ મનના હુવા, જ્યોની ચોરાસીમે જયુલેરે. ભજન.
ગ્યાંની કહે તબ ભયે ઘમંડી, રાગ અલાપ રીજાવે રંડી;
પાખંડી કરી ઢુંગ, અંગ ફોગટ કયું ફુલેરે. ભજન.
સ્વારથમે દીન રાત ન જ્યાંન્યો પરમારથકું નહી પહીચ્યાંન્યો;
માંન્યોનાં અપનો ઇષ્ટ, ચાતુરી તેરી પડ ગઇ ચુલેરે. ભજન.
દયારામ કહે સોઇ મહજ્ઞાંની, પ્રથમ ભકતી રીતી પહીચાંની;
ફિરસે લગે ન કાંની કુંભારી જેસે પાકે ગડુલેરે. ભજન.

## ૭૪

## ભજન

રાગ માલવી.

વદન મે કયા દીખલાવુંગી, નહી બોલત લછમન ભૈયા. વદન.
તેરે બલસે મેં દયી તીરા, બકસી લંક બીભીખન બીરા,
અબ ચીત હોત અધીરા, જગતમે અપયસ પાઉગી. વદન.
રવિ કુલ બીચ જન્મ મે પાયો, પીતા વચન માંની બન આયો,
તિવકજ બંધુ ગમાયો, બહુ રીપુરી લોગ હસાઉગા. વદન.
બુઝે પુરવાસી કુસલાતા, બાર બાર બુજે નિજ માતા,
બુજે ભારત ભ્રાતા સવહીકો મે કયા સમજાવુંગા. વદન.
હે સંકર લછમન બચીજાવે, પુરકો રાજ બીભીછન પાવે;
રઘુકુલ લાજ રહાવે તો ફીર નહી લંકામે આઉગા. વદન.
કહે દાન સંતન હીતકારી, ધીરજ ધરી બોલે ધનુધારી;
વૈન બોલાદો કોઉ ભારી, તુહારે ગુન ભુલી ન જાઉગા. વદન.

## ૭૫

## ભજન.

રાગ માલવી.

કહે દયારામ રામ ગુન ગાવોજી કહે દયારાંમ. ટેક.
કહે દયારામ રામ ગુન ગાવો, આયો અવસર આવો;
મનુસ દેહકો લધ્યો હીરો, ગાફલતામે વાકુ મતીહોગ માવોજી. કહે.
ભની ગની તુમ કથા બાંચકે ઓર નકુ સમજાવો;
દીપકકે પીછે અંધીયારો, જાનિ જરૂર એસો ભુલી મત જાવોજી. કહે.
કે' ગયે તુલસીદાસ કબીરા ઓ ગાંના તુમ ગાવો;
ગાએસે મુગતી નહી હોતી, થીર વરતીસે જરાચિતકુ ઠરાવોજી. કહે.

આ સંસાર સમુંદર રૂપી, ઇનકા તીરના આવો;
દયારાંમ તુમ સમજો દીલમે, નાલહરી કેઇક નાંમકી બનાવોજી. કહે.

૭૬

## ભજન.

રાગ માલવી.

રાંમ નાં કહોતો પ્યારે જીભ્યા કોન કાંમકી. રાંમનાં.
પ્રભુકો ભજન કરી હોત પવિતર;
નૈ તો આછે મુખડેમે મેખ કહા ચાંમકી. રાંમનાં.
જડ ચેતન બીચ દેખી લો જગમે;
છોટે મોટે સબહીમે સોભા ગ્રીયા રાંમકી. રાંમનાં.
હાથીઘોડાઉંટબેલ રામ બીના હોય ગીતો;
દુનીયાં ન ગને વાકી કીંમત છ દાંમકી. રાંમનાં.
ચ્યારદીસાચ્યારકોન ગઉદા ભુવન બીચ;
રહી ભરપુરનમેં મેમા રાંમનાંમકી. રાંમનાં.
નર અગ્યાંની સ્વાદ ન જાંને.
રામજી કે પ્યારે જાંને બાંની દયારાંમકી, રામનાં.

૭૭

## ભજન.

રાગ માલવી.

કાહુકો ભલો ન હુવો બોત અભીમાંનસે. કાહુકો.
જાંનત મુનિ સબ નારદજીકો;
વાંનર મુખ ભયો અપને વખાંનસે. કાહુકો.
રાજાન હુસ ઇંદ્ર પદ પાયો;
અજગર હોકે ગીયો ધરપે ગુમાંનસે. કાહુકો.

કહુક ગરવ હનુમાંનને કીનો;
લંગરો હોકે ગીયો ભરતકે બાંનસે. કાહુકો.
અહંકારી રાવન જગ ઉપર;
પ્રાંનસે ગયો પેપાયો કુજસ જીહાંનસે. કાહુકો.
અભીમાંની કે પાસ ન રહીયે;
દુરન રહીયે પ્યારે દયારાંમ દાંનસે. કાહુકો.

૭૮

## પદ.

રાગ માલવી.

ગાવત નહી હરી ફીર કોન ગતી, મન સમજ હુ સુડમતી. ગાવત.
ઉતમ એહ મનુસ તન આયો, ઉદયમ કરત અતી;
ગ્રભમે કહો સો ભુલી ગયોહે, રાખ્યો ન બોધ રતી. ગાવત.
ભેદ બીના ચહુખાંનીમે ભટકયો, બીમલ ન રાખી બ્રતી;
શાસ્ત્ર ગુરૂ કહી કહી સમજ્યાવે, તબ હુ ન આઇ ગતી. ગાવત.
ભજન બીના ભવસાગર જલમે, નહી તરે જયોગી જતી;
સત સંગતી કરી સુધરી જાતહે, સેવક સાધુ સતી. ગાવત.
દાસ દાંન વિસ્વાસ રાખી દીલ, સમરહુ સીતાપતી,
નહી સમજે તો ફીર કહા કેનો, ઇનસે અબીક અતી. ગાવત.

૯૮

## ગાયન.

પ્રગટ મનુસ તન પાયો, પ્રાંનિ પ્રગટ મનુસ તન પાયો;
ગુન ઇસ્વરકો નહી ગાયો. પ્રાંની પ્ર.
પરમારથકુ નહી પહીચ્યાંન્યો, સ્વારથમે અતી છાયો;
મેરો મેરો કરી કે મુરખ, ધરપર નીસિ દીન ધાયો. પ્રાની પ્ર.
કર ધર કાજ સમરન કરતા, ડર ટર જાત હુરાયો;
મર અવતરકો સંકટ મટીહે, થીર ચીત જયો ઠહરાયો. પ્રાની.

આ નર દેહ અનુપમ અવસર, ગાફલતામે ગમાયો;
ચેતન હોઇ કરત જડ કરની, ચીત હીત મુક્તી ન ચાયો. આની.
દાંન દાસ કહે ખોજ હું દીલમે, વે સદગુરૂજી બતાયો;
ભેદ મીલે બીન ભ્રમના ટરૈનાં, સમજે તો લાભ સવાયો. આની.

## ૮૦
## ગોડીની લજત.

લાગે મોઇ પ્યારો સખી નંદજીકો લાલો;
નંદાજીકો લાલો મોહન મતવાલો. લાગે મો.
મુસ્તકપેં જલકંત મુગટ મણી;
મુખ સસી કોટી ઉજાલો. લાગે મો.
હીરન કલી રદ મુરતી મનોહર;
રાજે ઘનસ્યામ રૂપાલો. લાગે મો.
સારંગ નયન તીલક ભલ સોહીત;
સોહત રૂચીર દુસાલો. લાગે મો.
દાન રાવકે સ્વાંમી દીવા કર;
યદુ કુલ કોહે ઉજાલો. લાગે મો.

## ૮૧
## પદ.
### ઉત્તર.

આજ છબી અજબ બની નૃપત રાઘુનંદ. ટેક.
ભ્રકુટી બંક તીલક ભાલ, સોહ કંજ દ્રગ બીસાલ;
અતી કૃપાલ અધુર લાલ, હસત મંદ મંદ. આજછ.
પટ કટી તટલપટ પીત, સોહતવા મંગસીત;
લછમન બંકટ સહીત, ભાનુ કુલ ચંદ. આજ છ.
મુગટપુર ટમય મોરારી, ઓપત્ત આભા અપારી;
રત્ન ઝલક ભારી માંનુ, રવિ વૃદં. આજ છ.

બ્રાજે કર ધનુખબાંન, કંટીતુનીરપુનિ કૃપાંન.
દાસ દાંન ધરત ધ્યાંન, વિનવત પદવંદં આજ છે.

## ૮૨

## પદ

રાગ ચોતાળો.

બંકી ગતી થારી મે વારી બ્રજરાજ બંકીગતી.
બંકી ગતી થારી ઘેરી, રાહમે મૈયારી કેસી,
યારી બીન નારી પર, રોકી હે મોરારી આજ. બંકીગતી.
છોરો મતગારી કાંના, મુખતે સંભારી બોલો,
લાગે હમે ખારી દેઉ વારી ચડી અતી દાજ બંકીગતી.
દધહું કે દાની યહ બાત હું ન જાની કબુ,
લાલ નંદ આની દેત, આવત ન તોહી લાજ, બંકીગતી.
ગઉવાની ચરાતે યહ, ઢંગ હું લગાતે કાહું,
બંસુરી બજાતે અરૂ રાહ કયુ રોકાતે રાજ. બંકીગતી.
તરનિ સુતા તટ બંસી બટહે નીકટ ગ્વાલ,
દધ હું કે મટકુ જપટ ઢોરતે અકાજ. બંકીગતી,
જસુમતી લાલ મુખ બોલીયે સંભારી સ્વાલ,
કહે દાંન ગ્વાલ બાલ બુધિસે સરે ન કાજ બંકીગતી.

## ૮૩

## પદ.

તુમ બહુત ફટે હો મેરી પીકે તક ટેક.
પુછત ગાસત નહી તુમ પ્યારે, જ્યુ બત મટ પેં જોર જક તુ.
લટક ચટક, હથ લોલ કરત હો, બોલદી રધ અરૂ છોટ બક તુ.
ધેન પરાઇ સીરપે ધાબરી, ઇનમેં ઇતનો ફીરત અક તુ.
દાંન રાવકે સ્વામી દીયા કરી, છેલ છબીલે જદુકુલકે સક તુ.

## ૮૪

## કીરતન.

બંદરાબન બાસી બંસરી બજાવત પ્યારી. ટેક.
ભાલ તીલક સીર મુગટ વીરાજત, કુંડલ સોહે સુભકારી. બં.
માલ ઝલક જગમગત મનોહર, હીયે પર હાર હજારિ. બં.
જોરી દુસાલ અનુપમ જાંમા, કસનીકસે સુભટારી. બં.
ગુરૂ કૃપાસે દાંન કવ ગાવે, કૃષ્ણ નામ સુખકારી. બં.

## ૮૫

## કીરતન

શ્રી બંદરાબનમે રાસ રચ્યો બ્રજરાજ શ્રી.
સોળ સહસ પ્રભુ સંગ ગ્વાલીની,
સબ આભુખન સાજ. શ્રી.
મુકટ ધીધીકટ બાજત ઢોલક,
ખંજરી તાલ પખાજ શ્રી.
બાજે બીબીધ સકલ તહાં બાજે,
અતીભલ હોત અવાજ. શ્રી.
ગ્વાલ ગોપી યમુના તટ ગીરધર,
સબ વિધી ભુખન સાજ. શ્રી.
દાંન કહે સુખ દાઇક લીલા.
મોરલીધર મહરાજ શ્રી.

## ૮૬

## પદ.

અવધ રઘુબીર સીયા આયે, લછમન સહીત સખા લાયે,
પ્રજા સબ સમંચાર પાયે, મનહુંમે મોદ નહી માયે. ટેક

તરૂન વધ બાલ ત્રીયાતીને, લલીત સીરહેમકલસલીને,
કહું સનગાર સોલકીને, દ્રગનમહકા જરતબદીને,

## સેર.

પચરંગી સીર પેરીકે. સખી મીલી સબ સાથ,
ધુપદીપ નૈવેદ ધર, હેમ થારી લે હાથ,
ગહર સ્વર મંગલ મુખ ગાયે                    અવધ રઘુ
બહુત ચીત હરખત પુર બાસી. રમની ન રહે સબ ગુનરાસી,
હાસ રસ પ્રગટ વદન હાસી, ભેદ મુખ પ્રફુલ બચનભાસી;

## સેર.

બાલ તરૂન અરૂ બ્રધજન, નગ્ર બાસી નર નાર
આતુર જયુથ સજયુથ અહ, તબ હોકે તૈયાર,
આયે હરી ચરનન સીરનાયે.                    અવધરઘુ
બજત્ત કટ ધીનકટ થટ બાજે સુઘટ ભટ નટ મલટલ સાજે,
ધુંકતત ધીધીક મ્રદંગ ગાજે, રઘુવર આગે સબરાજે,

## સેર.

કરીનીછાવર આરતી, બંદન બીબીધ બનાઇ,
ઇત ઉચરત પુરકી અબલ, ઉત સુર રમની ન આઇ
સકલ બીમાંનન નભ છાયે.                    અવધ રઘુ
કુંસમ મીલ બરખાસબ કરતે, અમર જૈ જૈ મુખ ઓચરતે.
ગહર તબ નભ દુંદભ ધરતે, ધ્યાંન મુની નીરખી ચિત ધરતે,

## સેર.

આયે પુરમે એહી સમેરે, રમાસહીત રઘુરાઇ,
કહે દાંન કર જોરકે જેહી છબી બરની ન જાઇ,
ભગત જનકે દીલમે ભાયે.                    અવધરઘુ

## ૮૭

# મોરમ.

વાઅરે પાણીમે ગુમચામચાયા. એ રાગ

સાંમ હવે દુનીઆમાં મેગ વરસાડો, દુનીઆમાં મેગ વરસાડો.
પ્રભુ ગરીબાંને ત્રાસ નથી પાડો ઘનસાંમ સાં.
રૈત બચાવ્યાની રાજ ની છે રીત્યો; ઊણુ આવી સુ આદરી અનીત્યો.
વાટ જોતાંમાં અસાઢ બધો વીત્યો. ઘ.
વેરણુ ગીરનારી વાયરો વાયો ઘાસ નીરવીના દુખ પાંમે ગાયો.
પ્રભુ ત્રાસમાં જણાતો નથી પાયો. ઘ.
મેગ વરસામાં ગયુ વરસ માઠુ, નીર નવાંણુંનુ જાય તેથી નાઠુ;
કેમ ઉણુ લાવી ટેકવ્યુ છે કાઠુ ઘ.
રંક કુણુ છે ને કોણુ મોટા રાજા, તેથી કોણુ છે ગરીબ કોણુ તાજા;
મેઘ આવેથી જગ્ત તણી માજા. ઘ.
ઓછુ અધીક અજ્ઞાંનથી ઉચારે, ધર્મ છોડી અધર્મ પાય ધારે
માત પીત્યા કેમ બાળકોને મારે. ઘ.
ત્રખારી તુમાં ન થાય કેમ વૃષ્ટી, સત્યહીણુ તોયે આપની છે સૃષ્ટી
દીનાનાથ તમે નાં કરો કુદ્રષ્ટી. ઘ.
લાગે ઠીક તે ઉપાય યાદ લાવો ઘણા પાપીઓ ને ગમેતો ઘટાવો
વાલા આંમ નથી કેર વરતાવો. ઘ.
બહુ જોતસી પુરાંણી પડયા બાઠા, નર નારીઓથી ફરે નાઠા નાઠા;
કૃપાનાથ ઊણુ કેમ થ્યાછો કાઠા. ઘ.
બ્રદ આપનુ સંભાળો બહુ નામી, હરી સેવકોને પીડસે હરાંમી;
ખરૂં જાંણજ્યો એ રાજને છે ખાંમી. ઘ.
દીન નીરાધાર પ્રાણુ તજી દેસે, જસે જનાંરૂ રેનારૂ એતો રેસે;
પછે દીનોનાથ નાંમ કુણુ કેસે. ઘ.
વીપ્ર ચારની સહાય મેટો વ્યાધી, હરીદાસ તણી હરો છો ઉપાધી;
સાથી ઊણુ તમે ધરી છે સમાધી. ઘ.
રામ રાજને ભરૂસે હુમેં રઇએ, સારા ખોટા પણુ આપના છૈએ.

કાંને નાં ધરેતો નાથ કોને કૈયે. ઘ.
માટે ગરીબોની સંકટો મટાડો, વિશ્વનાથ ખુબ મેઘ વરસાડો;
દુષ્ટ સારૂ રખે નાવડુ ડુબાડો. ઘ.
હરી કવિતાની ફરજે છે હમારી, તેથી પ્રારથના કરીછે તમારી;
વાલા વર્તવું એ આપને વીચ્યારી. ઘ.
છે આ છપનાની સાલ મોટો સાખો એ વીધા સતી ધરેછે જગત આખો;
રાંમ બાંનાની લાજ તમે રાખો. ઘ.
આ છે કવિ દાંનદાસ તણી અરજી, વાંચી વીચ્યારજ્યો ખુબ રઘુવરજી.
મેઘ મોકલ્યાની કરો હવે મરજી; ઘ.

## ૮૮

### પાંચ વરસનો પ્રસ્તાવો.

દયા રાખોકે દીનાનાથજી, સરવ સ્રષ્ટીના સ્યામ;
કઠણ થયા છે સા કારણે, રૂડા રાજા શ્રીરાંમ. દયા.
પંચાવનેથી પોચુ પડયુરે, સર્વ લોકોનુ સુખ,
વ્રષ્ટી થોડીને ઘણો વાયરો, નવા રોગ નવાં દુખ. દયા.
સઇકામાં નતો સાંભળ્યોરે, કોઇ માનવિયે કાળ;
આચિંતાંનો ઉતરયો, દુષ્ટ છપનો દુકાળ. દયા.
બહુ કીધે બણુતા નથીરે, હીણા છપનના હાલ;
ધનવાળા ઢીલા પડયા, ગયા ઉડી કંગાલ. દયા.
પશુ પંખી નર પ્રેમદારે, ભુપ રાજાને ભેખ;
છપનના વિત્યા સરવને, વળી સું કહુ વિસેખ. દયા.
એ દુખથી જે ઉગરયારે, હતુ નાંણુ જે હથ્થ;
સંભાળ્યા સતાવને, કાઢયો કૈકાંનો કથ્થ. દયા.
જીવ્યા હતા ધન જોરથીરે, એનાં કરતા ઉચાટ;
છેવટથી સતાવને, વાળ્યો દુનીયાંમાં ડાટ. દયા.
મેઘ થોડોને ઘણી મંદગીરે, આવ્યુ દેવતાઇ દખ;
એ પણ અસલ અભાગીયુ, વરસ થયુ વખ વખ. દયા

અઠાવનાના ઉંદશારે, પડ્યા પ્રથવિ પુરાંણ;
પુરી ફૂજેતી થઇ પાકતાં, ઘાલ્યો ખેતીનો ઘાંણ. દયા.
ઘાસ દાંણાને ગોદડાંરે, કરયો કપડાનો કાળ;
મારી મારીને થાકયું માનવી, થયા ચોગણા ચંડાળ. દયા.
અનાજ કાપ્યું ઉગતાંરે, ઘોડે મુસકનિ ધાડય;
અઢાર વરણ ઘર ઉપરે, રાત દાડો દે રાડય. દયા.
સેમમાં ઠાંમ ઠાંમ સાંમટારે, ધુળ કંકરના ઢેર;
પાકવાન દીધુ પાપીયે, અંન પાલી પાસેર; દયા.
ઓગણ સાઠો પણ અરધથીરે, થયોને પન્યામાં ઠીક;
સાઠયાના ઢંગ ઢીલા સાંભલી, બહુ લાગે છે બીક. દયા.
વરસ થોડાંક ગયાં વીસીનાંરે, સીવે કીધો સીંહાર;
પુરી થતાં કેમ પાકસે, એમ ડરપેં સંસાર. દયા.
હવે કૃપા કરો શ્રીહરીરે, ગુણ દાંન કવિ ગાય;
જાણોછો રીત બધા જકતની, વાલા ગણ્ શું કેવાય દયા.

૮૯

## શ્રીઅંબાજીનો ગરબો.

દાવડ પુરાંણ.

દયાવંત એક દંત બુધી દાતા;
વેદ સાસ્ર મધ્યે અનાદી વીક્ષાતારે, મારી અંકબીજી માત;
પુરણ બુધી દીજે પ્રાક્રમી પ્રચંડ;
આસ દાસ તણી પુરજ્યો અખંડરે. મારી અં.
બ્રહ્મ સુતા તુ પ્રસંન થજે બાઇ;
હંસ વાહની તુ વિસ્વની સહાઇરે. મારી.
વિણા પુસ્તક તુ ધારણિ વિસાળ;
દીજે બુધી માત દીન દિયાળરે. મારી.
ગામ દાવડની ઉત્પતી ગણાવું;
ગુણ અંબીકાજી માતના હુ ગાવુંરે. મારી.

અંબા ઇસ્વરી છે ચંડીકા અનાદી;
ઉત્પન થઇ વિસ્વ તણે આદીરે. મારી.
જગ્ત વ્યાપક પ્રસીધ જોગ માયા;
પાર તાહરો ન દેવ કોઇ પાયારે. મારી.
તેજ પ્રાક્રમ પ્રચંડ કળા તારી;
રટે ગુણ બ્રહ્મા વિષ્ણુ ત્રીપુરારી. મારી.
ત્રઇણ રૂપ થયા એક થકી તારાં;
સીવા વિષ્ણુવિ બ્રમાંણી નાંમ સારાંરે. મારી.
માત થઇ પછે ચોસટ ચામંડા;
અળા ઉપર છે કીરતી અખંડારે. મારી.
હેકસેંસ પછે બાસટ હજાર;
પછે નાંમ રૂપ તાહરાં અપારરે. મારી.
તીમાં નાંમ થોડાં આસરે વતાવું;
સર્વ સેવકોને હેતથી સુણાવુંરે. મારી.
સ્વયં જોતી રૂપી આ દીયા સગતી;
પછે સક્તી નાંમ સતી પારવતીરે. મારી.
સરસ્વતી અને લક્ષમી સાવત્રી;
ગોરી અંબીકા ડીગંબરી ગાયત્રીરે. મારી.
અંન પુરણાને અનંદ્રા ઇદ્રાંણી;
ભવનેશ્વરીને ભેરવિ બ્રમાંણીરે. મારી.
મહા લક્ષમીસુચક્ષુ વિષ્ણુ માયા;
દેવિ દુરગા કાંમની પુરણ દાયારે. મારી.
સુભા પ્રભા ક્ષમા વેદ માત્રી સાંતા;
કળા કોપના સુસિલ ચંદ્રકાંતારે. મારી.
દીરઘ મહા સક્તી અજા રક્ત દંતા;
નાગ સુતા ઉરધ કેસની અનંતારે. મારી.
નમો પતાકા વિપંચી પરા નંદા;
સક્ત ભુચરી ને ખેચરી સુનંદારે. મારી.

પદ્મ લોચના જનેસ્વરી અપરણા;
વજ્રા હસ્તા કમલાસની સુવરણારે. મારી.
મહા માયાને વિચીત્રા મંદીરા;
ધેનુ કૃપાવતી રવી સુતા ધીરારે. મારી
અપરાજીતાને ગંગ દેવ એકા;
એક ચક્ષુને વિચક્ષુ અને કારે. મારી.
યમ ઘંટાને તુળજા આઇ;
બગલા મુખીને આસપુરણ આઇરે. મારી.
સેસને ત્રીકાવ્ય સકતીને સ્વરૂપા;
સ્યાંમા ચંદ્રીકા માતંગી સીધીરૂપારે. મારી.
મધુ મતી ચૈત્ર મુખી મેઘમાળા;
કુમુદ વાહની નીસાચરી કરાળારે. મારી.
તારા તારણને ચંદ્ર ભાગ્ય ત્રક્ષા;
રંભ સ્વધા કુડા સનાને રક્ષારે. મારી.
દીક્ષ સુ દીક્ષાને ચૈત્ર ભુજી દાતા;
મુકત ચીત્ર મયા જોગ નીંદ્ર માતારે. મારી.
લજ્યા ગીતા દુરલભાં દેવિરક્ષા;
સોહે સુચક્રાને ચેતના સુલક્ષારે. મારી.
માત ખીરજા હીંગોળ દેવી મંછા;
કાત્યાએની ભદ્રકાળીને કમંછારે. મારી.
મહાકાળીકા મહેસ્વરી કુંમારી;
ધનેસ્વરી ધનુબાંણ ચક્રધારીરે. મારી
ઓંપે ચંદ્ર ઘંટા સંખની અજીતા,
લાલ અંબરી માળા ધરી લલીતારે મારી.
નળ કુબડી નળીકા ના ગણેચી,
રવરાય બ્રંમ ચારણી રવેચીરે. મારી.
મુગટેસ્વરી સાકંબરી ચામંડા,
મંત્ર વાહની વરાહી કુંસમંડારે. મારી.

રખેસરી હરસીધ કાળ રાત્રી.
વિઘ વાહની ને જક્ષણી વીધાત્રીરે મારી,
સોહે બાળીકા છત્રેસરી સતાક્ષી,
મહા વિદ્યાને મંગળા પ્રગાક્ષીરે. મારી.
નારાયણી આઇ નાથ નાર સંગી;
યજ્ઞ વિદ્યા વરતુળા વજ, અંગીરે; મારી.
ખુટ બેચરાગ તોરણી ને બાળા;
જયંતીકા ઘેલ સીતળાને જવાળા રે. મારી.
ભુતેસ્વરી માત લીબજા ભવાની,
પદ્દમાવતી ગાત્રેલસુલ પાનીરે. મારી.
જોગણુ અરબદ્દા નીકુંભલાવ્યજાંણું,
વિસ્વ સંઘળીમાં પ્રાક્રમ વખાણુંરે, મારી.
કુવલખા કળા અંમ્રત કહીજે,
વળી શ્રીધરી ચુડાંમણી વદીજેરે. મારી.
વાઘેસરી ચિત્ર ઘંટા તોરણુ વાળી,
રાજેરેપળીને તોતળી જોરાળીરે. મારી.
એવિ રીત નાંમ તાહરાં અનંત.
જડ ચેતન વ્યાપીક જીવજંતરે. મારી
લોબડ ધાબળ વાળી તે નવ લાખે,
દેવિયાંણુમાં પ્રમાંણુ જેનુ દાખેરે. મારી.
ગુણુ સેસજી હજાર મુખે ગાવે,
પાર તાહરો ન આદ અંત પાવેરે. મારી.
આદી મધ્ય અંત એક તુ અખંડી,
ચરાચરમાં પ્રકાસ મહા ચંડીરે, મારી.
ઇસ ઇસ્વરી તે રૂપ નામ એકી,
વદે ફાર ફેર તે નહી વવેકીરે. મારી
નમો આદ સગ્ત જગ્તની જનેતા,
વદે અકળ ગતી સંત તત્વવેતારે. મારી,

મધુ કૈટભનીસુંભ સુંભ મારયા,
ઘણા દાંણુવોને જુધમાં સંઘારયારે. મારી.
બીજ રકતચંડ મુંડને બીડારી,
ઘણી વાર લીધા દેવતા ઉગારીરે. મારી.
માંને ત્રઇણુ લોક તુને જગ્ત માતા,
તુહી સષ્ટી વીસે કસ્ટ સમે ત્રાતારે. મારી.
જગત અંબાતુ દેવ સરવ જાણે.
વેદ સાસ્ત્ર જસ તાહરા વખાંણેરે, મારી.
કાજ સેવકોનાં અનાદી તેં કીધાં,
જાજ બુડતાં અપાર તારી દીધાંરે. મારી.
બઇ આરાસુર પાડમાં બીરાજે,
સીસ મોતીયાં જડાવ છત્ર સાજેરે; મારી.
ભુજા ચ્યારમાં આયુધ સોહે ભારી,
સસી કોડ મુખ સીંઘની સવારીરે. મારી
જેના દરસણુથી કોડ દુખ જાવે,
બાઇ વાંજીયાંને પારણાં બંધાવેરે. મારી.
આરાસુર ધામ અનાદી કેવાય,
પછે ગાંમ ગામ અંબીકા પુજાયરે. મારી.
માત દાવડમાં અંબીકા મુકામ,
નર કહે છે ઓકોલ તેનુ નામરે. મારી.
સાથી અંબીકાજી નાંમ પલટાંણુ,
વાત એહ તણી વીવેકે વખાણું રે, મારી.
કોને ઓકોલ્યની વાવડી કરાવી,
પછે મુરતી તે ઠાને પધરાવીરે. મારી.
તેહ વાત કવી વર્ણવી વતાવે,
ગાંમ નાંમ ઠાંમ ઉત્પતી ગણાવેરે. મારી.
પ્રજા વસ્તીને રાજનો પ્રકાસ,
વરણ જુજવીનો વર્ણવું રે વાસરે. મારી.

દાવડ દલીપપુર નગ્ર કહેવાતું
પાટણુ ચોરાસી મધ્યે પંકાતુ રે. મારી
સરવ નગરનું લોક પુન્ય સાળી,
ભલી ટેલ કરે સંત સાધુ ભાળીરે. મારી.
સારો ધરમ ચાલ્યો ઘણા દીહ સુધી,
કરમ જોગ પછે આદરી કણુધીરે. મારી.
વિપ્ર વણીક આદી દ્રવ્યવાંન વસ્તી,
માંડી દીહ ઉઠે અધ્રમની મસ્તીરે. મારી.
સંત અભ્યાગત વિપ્રકે સવાલી;
મુષ્ટી અંન વિના જાય ખાલી માલીરે. મારી.
પુન્ય મારગમાં રેડતાં પાંણો;
મેળુ થતે ઘડો પાપનો ભરાંણોરે. મારી.
એક નગરથી ખુણમાં ઓત્રાદી;
એક ડુગરીમાં અસ્તુળ અનાદીરે. મારી.
ચરણ ભીમ તણુ એહઠાં મચાવું;
સ્થાંન જોગીયે વસીને કીધુ ઠાવુંરે મારી.
એક સમે સીધ ધુંધળીજી આવ્યા;
લારે સીસ એક ભોળીયો સો લાવ્યારે. મારી.
ભલુ એકાંતીક સ્થાંન મન ભાવ્યું;
જોગીરાજ તીહાં આસન જમાવ્યુંરે. મારી.
વસ્તી ચેતવવા નીત પ્રાત વેળા;
ભોળો સીસ થાય દલીપપુર ભેળારે. મારી.
તેહ ત્રાતથી મધ્યાંન લગે તાપે;
અનમુષ્ટી માત્ર કોઈ નહી આપેરે. મારી.
પુરૂ નગ્ર ઘુમ્યા લાચારીથી પોતે;
જડો પવિત્ર કુંભાર એક જોતેરે. મારી.
ચેલે આવિ તીયાં અલેક ચેતાવિ;
લીધા કુભારેતે પ્રેમથી બોલાવિરે. મારી.

એહુ નરનારી હતાં પુન્ય વાંન;
દીધુ ગજાપુર તેણે અંનદાંનરે. મારી.
સીધ પાસે આવ્યા લેઇને તે સીધુ;
કાંઇ ગુરૂજીના આગળ ન કીધુંરે. મારી.
ઇમ ઘણા દીહ નગરમાં આવે,
લોટ કુંભારના ઘેર થકી લાવેરે મારી.
પછે એક દીન વહેલા પ્રભાતે;
વળ્યા ગુરૂજીને ચેલકો એવાતેરે. મારી.
ભેદ ગામનો તમાંમ સંભાળાવ્યો;
અતી પ્રાક્રમીને ક્રોધ ચડી આવ્યોરે. મારી.
મુવા મુખના તુ રાંક સીસ મારા;
તેમ કહી દીધા તો છડા હુકારારે. મારી.
તારા કુંભારીને દહે જા ચેતાવી;
એણુ નગરની દુર દસા આવીરે. મારી.
ચ્યાર એસી છે પાટણ જે ચાવાં;
એહુ સરવ હસે દુરા ચારી આવાંરે. મારી.
કદી ધુંધળી ગુસાંઇ સાચો કાવું;
બધાં પટણ જો દટણ બણાવુંરે. મારી.
છાંનો ચેતવ્યો કુંભારી જઇ ચેલે;
મહા જોગીંદર દાજ નહી મેલેરે. મારી.
અતી ક્રોધ કરયો મંત્રનો ઉચાર;
ધુળ કોટ ચડયો ઘોર ધંધકારરે. મારી.
બાવા ધુધળીના શ્રાપથી બણાસી;
ચડી એહુ પટણ દટણ થયાં ચોરાસીરે. મારી.
એક પાટણ બચ્યુ તે એણીવાર;
પીર પેગંબર જોરથી અપારરે. મારી.
તે દી દટણ થયાં તે પટણ ત્યાસી;
મુવા કબુધીથી અધમી મીજાસીરે. મારી.

વાત એહને ઘણાક દંન વીતે;
રચ્યુ નગ્ર ફેર સ્થાન રૂડી રીતેરે. મારી.
ઘણિ પાટણુ તણું તે ઘણીયાપું;
એકુ વસાવિને નાંમ ફેર છાપ્યુંરે. મારી.
સમત નવ વ્રસ ચોસટનુ સાર;
વઇસાક સુદી બીજ ચંદ્ર વારરે. મારી.
જોસી પંડીતને વેદીયા સુજાંણુ;
પળ મુરત ત્યાં મેળવ્યું પ્રમાણુરે. મારી.
કહુ દલીપપુર આસરેથી કાડ્યું;
ઠીક નાંમ ગાંમ દ્રાવડ ઠરાવ્યુંરે. મારી.
દીસા સ્થાપીત કરયા તે ગ્રાંમ દેવ;
સનાતનથી બણે છે તેની સેવરે. મારી.
દીસાપુરવ મુકાંમ એક દંત;
હાક દક્ષણ પ્રચંડ હનુમંતરે. મારી
કહુ આસન ભદાંમ ભદ્રકાળી;
જોગમાઇ જોત્ય જાગતી જો રાળીરે. મારી.
પછમ દીસા એક સ્થાપના પુરાંણી;
વદાં આદ સકત અંબીકા વખાંણીરે. મારી.
પણાં ઉત્ર દીસા દેવ ખેત્રપાળ;
વદાં બ્રમાંણી પ્રાક્રમી વિસાળરે. મારી.
એવિ રીત બીજા દેવ આગે પાછે;
તેહ સ્થાપીત કરયા તે રૂડેતા છે રે. મારી.
લોક વેપારી તીહાં લાવી લાવી;
વદાં ઠાઠ બંદ રૈયત વસાવીરે. મારી.
પાર વરણવું તો સરવ નહી પાવું;
તેહ આસરેથી સુક્ષમ વતાવુંરે. મારી.
પ્રથમ રાજ ગઢી પછમ પ્રમાંણુ;
સોહે પાટણુનો ભુપતી સુજાંણુરે. મારી.

પુરવસુલોક જુજવે પ્રકાર;
કુળ હું બડ વણીક સહુકારરે. મારી.
હુંબડ વીસાને અડક હતી હોરા,
ધનવંત ધીરવંત અને ધોરારે. મારી.
વિસા સરમાળી સાંઢ કહેવાતા,
ગજાવંત એક એકથી ગણાતારે. મારી.
દસા નાગર તે આંણીયા દેસાઇ,
પુરહાંમ દાંમ કાંમ બે પ્રભાઇરે. મારી.
વણીક ફેર વસા દસા દેસવાળી,
સર્વે માજનાંનું જુથ પુંન્યસાળીરે. મારી.
સોની સરમાળી સાળવિ સુજાંણુ,
રછ્ણુત ખેર સોળંકી રાંણુ રે. મારી.
વિપ્ર ઓદીચને ગામમાં વસાવ્યા,
એહ પાછળ બટુક સીવ આવ્યારે. મારી
સ્થાંનક સિતળા ભવાંની તણું થાપ્યું.
એને ભાં મોટું ભુપતીએ પાપ્યુંરે. મારી.
વસા વેપારી મુસલમાંન વોરા,
જથાબંદ કામ કાજ મધ્ય જોરારે. મારી.
મુમન કાજીને સેખ મુસલમાન,
મળી રહયા સહુ જુજવે મુકાંનરે. મારી,
વસાં આવીને સર્વે વસવાયાં,
સુખ સંપતથી લોક બહુ છાયાંરે, મારી
વસવાયાંમાં ઠીક વખણાતુ.
જરા દરજીઆંનું ચર ચરૂ જણાતુંરે, મારી
પછે મુમનાંને મળી પટેલાઇ,
મતાદાર એક ગામમાં મેરાઇરે, મારી
અસલ રીતનાં જણાઇ છે એંધાંણુ.
નતા કુપહતાં વાચ્યનાં નવાંણુરે. મારી

સોહે પનઘટીયા વાવડી સુથોલ,
આંકો નાગરને નાંમથી એકોલરે. મારી.
સુરત અંબીકાની પછમથી લાવી,
પછે વાવ્ય માળ મધ્ય પધરાવીરે. મારી.
આંકો વાંણીયો એકોલ વાવ્ય એથી,
થયું અંબીકા આંકોલ નાંમ તેથીરે. મારી.
એહ અનાદીનુ માળમાં આસંન,
થાય નાંરતાંની આઠમે હવંનરે. મારી.
કીધુ સંમત દસ છોતર એ કાંમ
રહયું અંમર તે સાહ તણું નાંમરે. મારી.
સોની વાવ્ય ખેર વાવ્ય આદિ સોય,
એવી તેર વાવ્ય પાછળથી હોયરે. મારી.
બેસ ગુપ્ત પ્રગટ આદની બણેલી,
ચુન ગચી પાસાંણુથી ચણેલીરે. મારી.
પ્રગટ વર્ણવું તો પાર નહી પાવું,
સરવ સુક્ષમથી વારતા સુણાવુંરે. મારી.
દયાવંત હુંબડ લોક ઘણો દાંમ,
ધર્મ જીનનાં બણાવ્યાં તેણે ધાંમ રે. મારી.
દેવ હુંબડ વણીક તણાં ડેરાં,
કૈંક મુકાંમ તે જીન ધર્મ કેરાંરે. મારી.
વસ્તી ફેર થઇ ખુબ ઠાઠ વાળી,
કીધી મહેલ્લાંમાં કેટલી કીયાળીરે. મારી.
વાવ્ય દેવળ તળાવ સહુકારે,
કિંધાં તેહ ઠાંમ હજી ઠાર ઠારેરે, મારી.
સમત અગીઆર ને વરસ નાંમ સાત,
પણાં ચૈત્ર બીજ થાવર પ્રભાત રે. માંરી.
વદાંપીતરીયા રાવ બળવંત,
ગાંમ દાવડ વસાતે ગુણવંતરે. મારી-

ઇહાં પાટણના કાંમદાર આવ્યા,
વડી રીત્યભાત્ય માંનથી વસાવ્યારે. મારી
તેહ પછે નગ્ર પાટણ તખત,
થયો સઘરા સાંળંક છત્ર પતરે. મરી.
રાય તેહ વંસ અગ્ર મુળરાજ,
કીધું રૂદ્ર માળ આરંભ ન કાજરે. મારી.
તેમાં કાંમ થોડું આદરતાં તેહ,
દેવ લોક થયો રાય છોડી દેહરે. મારી.
દીહ ઘણા નાંમ કોઇને ન દીધુ,
કાજ સધશયે ફેર થકી કીધું રે. મારી.
રચ્યો સીધ્ધ ખેત્ર રૂદ્રનો અવાસ,
તેનુ ખરચ થતાં દાંમ થ્યો તંગાસરે. મારી.
હતો દાવડમાં ઢાલજી હોરો,
પુરણ દાંમ વંત ઘેર ચોરો પાંરોરે. મારી.
હતો કંચનનો કેમીયો તે હાથ.
નેકી બાંનીથી રીઝેલા દીનો નાથરે. મારી.
ક્રોડીધજ પેઠવંત કહેવાય;
આવો ચોખળામાં ભુપ સહુ ચાયરે. મારી.
મોટો સાહુકાર ઢાલજીથી માતો,
દેસ મધ્ય તેણા સમેનાં દેખાતોરે. મારી.
ધારણ પાટણના ભુપતીયે ધારી.
ભેજ્યા રૂપીયા લેવા તે કારભારીરે. મારી.
ગાડાં ખચરને ઉંટીયાંના ઘેરા,
દાવડ આવીને તાંણીયા છે ડેરારે. મારી.
લીધા પ્રાતઢાલ સાહને બોલાવિ,
સર્વ હકીકત કામની સુણાવીરે. મારી.
એહ સ્વાલ સુણી સેઠજી ઉચારે;
એક વાત તણી નેમ છે હમારેરે. મારી.

પેલા સાંભળી લ્યો મુજ અભીપ્રાય;
દીલ વિચ્ચાર કરોજો ફાવે દાયરે. મારી.
કરો ફાવે તો પછેથી આ કાંમ;
નકે છોડો આ વાત તણું નાંમરે. મારી.
જોવે દાંમ તે તમાંમ લેઇ જાવો;
લખ્યા વાયદા પ્રમાંણે પાછો લાવોરે. મારી.
દાંમ લાવસો જોવિતતાં વદાડ;
ભુજા લહુ તો મા બેન તણી ભાડરે. મારી.
હોય હેમતતો કાંમ છે હમારૂં;
તેથી વિચ્ચારી લ્યો રૂદીયુ તમારૂરે. મારી.
આગા પાછી થાસે દીવસજો એક;
તજુ નહી મુખ કહું એહ ટેકરે. મારી.
કહે પાટણ તણો તે કારભારી;
હોરા ઢાલ સુણો અરજ હમારીરે. મારી.
કદી ચુક જો પડે તો પછે કેજો;
લખ્યા વાયદા પ્રમાંણે દાંમ લેજોરે. મારી.
મંડળીક રાય પાટણનો મોટો;
તેને પડયો છે સુ દાંમ તણો ટોટોરે. મારી.
લખો વાયદો તે દંન જોન લાવું;
કેદર જાય અને લફંગો કહાવુંરે. મારી.
માટે નીચંતથી ચોપડો મંગાવો;
લેખ આપ તણી પદતથી લખાવોરે. મારી.
તુરત ચોપડો મંગાવ્યો તેણી વાર;
કરયો નજર ફેરી આંકડો કરારરે. મારી.
વદ સાવણની બીજ ભોગીવાર;
તે કરાવ કરી લખત કીધુ ત્યારરે. મારી.
લીધા રૂપીયા ગણીને ત્રઇણ લાખ;
ભરયો બોજ તારે શેઠ ફેર ભાખરે. મારી.

હું તો તમાંને કરૂંછું હુંશીયાર;
ખરી વાતનો ન રાખીયે ખારરે. મારી.
જોજયો કામ કાજ મધ્ય ભુલી જાતા;
પળ ચુકી અને પછેથી પસ્તાતારે. મારી.
ઠકરાઇ માંની આવો કોલ થાતે;
ખરૂં જાંણુજયો આપ્યા છે પુન્ય ખાતેરે. મારી.
કારભારો કહે થાવ મત ઘેલા;
પાંચદી હલાઉ વાયદાથી પેલારે; મારી.
કરી જુહાર વિદા થ્યા કારભારી;
ચઢી પાટણને મારગે સવારીરે. મારી.
ભાર ઉંટ ગાડાં ખચર ભરેલાં;
કસી કોથળાને જાવતે કરેલાંરે. મારી.
પાટણ નગ્ર દીવ સતીસરે પોચવ્યાં;
સર્વે કારણો રાજાને સંભળાવ્યાંરે. મારી.
રાય કહે છે ફીકર મત રાખો;
ઉપજ આવસે પ્રચંડ દેસ આખોરે. મારી.
પોહચાડ જયો તે વાયદા પ્રમાંણે;
નખે ભુલતાતે આવતે નાંણેરે. મારી.
વાત એટલેથી એહ તો વીસારી;
કાંમ કાજમાં વળ્યાછે કારભારીરે. મારી.
સુદ સ્રાવણમાં વાયદો સંભારી;
દાંમ એકટો કરીને કીધી ત્યારીરે. મારી.
ઉટ ખચરને પોઠીયાં વિગારી;
ભરી બોજ પંથ લાગ્યા કારભારીરે. મારી.
ઘણા પ્યાદલ સવાર ઉંટ ઘોડે;
જુથ્થ વેઠીયાં નેચો કીયાત જોડેરે. મારી.
તડી મજલ ચાલે પંથમાં સતાબી;
હતા કાંમદાર સેઠજી હીસાબીરે. મારી.

જાંણે આઠ દી આગ્યમ માલ જાસે;
નથી જાંણુતા તે કાલ્ય કેમ થાસેરે. મારી
કાંમદાર લેઇ સંઘળી કતાર;
કીધુ મુકાંમ તે સાભર દીનારરે. મારી.
ખુબ રાત ગઇ તીયાં પીતે ખાતે;
થયાં વાદળાં તે મધ્ય રાત થાતેરે. મારી.
ઘબ અંધારૂ ચોકોયાત ધુજે;
સાદ કરે એક એકને ન સુજેરે. મારી.
મેહ ઉતરથી જોરમાં મંડાંણો;
ગાજ વીજ જોઇ સાહુ ઘભરાંણોરે. મારી.
ઘોર વખા મેહ વાયુ ધુંઘવાટાં;
પુર સાબર થઇ છે લાટ પાટાંરે. મારી.
પેલે આગળ દીઘેલ પડતાળો;
કરે નદી જોર જેમ કોપ કાળોરે. મારી.
શબ્દ ઘોર થાએ વીજના સળાવા;
ભયંકારી જળ લાગે છે ભળાવારે. મારી
બહુ કાંમદાર કરે છે બળાપો;
તુરત નીન ખાય ગોળીયો કે ત્રાપોરે. મારી.
વલોપાત થતાં થઇ પ્રાત વેળા;
ભારે તરનારા કર્યા સરવ ભેળારે. મારી.
કોળી ઠાકરડા એકટા કરીને;
કાંમદાર કહે ખુબ કગરીનેરે. મારી.
માલ ઉતા રેજો પાર બાંધી મીલ;
મોજ આલુ રોક દુપટા મંડીલરે. મારી.
કહે ઠાકરડા ઇમનાં કરાય,
પુર આવતામાં કદીનાં પડાય રે. મારી.
જળ બંબમાં પડી સુમરી જાવું,
ખુબ આપો એજીવીયે તો ખાવુંરે. મારી.

તમો બોલો છો આંખ્ય તાંણી તાંણી,
નહી મહા પુરમાંતની નીસાંણીરે. મારી.
સીદ આવડો માંડયો છે ઘણો સોક,
રાહ દાંણીને પાંણી તો રોકે રે. મારી.
પંડે ઠીક જો સમારચાલે પાંણી,
તુરત ગુણતાં ઉતારીયે તાંણીરે મારી
જાંણું સરવે તે મેઘ રહી જાસે,
સાંજ સવારે સમારનદી થાસેરે, મારી
વેરભાવનો થયો તે વરસાત,
થયો બંધ પુરો આઠ દીવસ થાતેરે, મારી
આવી ઠાકરડે માલતો ઉતારયો,
બળે કાંમદાર વાયદો વીચ્યારયોરે. મારી,
કીધુ દાવડમાં આવીને મુકામ,
સેઠ પધારીયા પ્રભાતે સલાંમરે, મારી
કુસળ પુછી જુહાર તહાં કીધા,
પાંન કસુંબાતે પ્રેમ કરી પીધારે. મારી.
કારભારી તીહાં હકીકત કેછે,
દુખ સાબર પંથીને ઘણુ દેછેરે. મારી.
રોકી હમાંને તે સાત દીવસ રાખ્યા,
બ્રંમ હત્યા જો જુઠ મુખે ભાખ્યારે. મારી.
હવે આપ તણો હોય જો હુકંમ,
દાંમ ગણી લીજે દીધા જે પ્રથંમરે. મારી.
મુકી વાંણોતર ચોપડો મંગાવ્યો,
નિજ વાયદા પ્રમાંણે દાંમ નાવ્યોરે. મારી.
વિપ્ર કહે આજ ત્રીજ બુધવાર,
કેમ રૂપીયાજીલાઇ કાંમદારરે. મારી.
મુકું નહી ટેક દેહ રહે મારો,
પાછો દાંમ લેઇ પાટણ પધારોરે. મારી.

કારભારીયે વિનંતી ખુબ કીધી,
લાખ ત્રઇણુમાં બદાંમ નહી લીધીરે. મારી.
પત્ર લખી ગાંમ પાટણ પોચાડયો,
પછી વીપત તેહ વેવરો પાડયોરે. મારી.
પોકયો પાટણ કાસીદ લેઇ પત્ર,
સુંપ્યો હાથમાં સોળંકી રાય છત્રરે, મારી.
દેખી કાગદને થયા છે ઉદાસ,
નૃપ કહે પછે નાંખીને નીસાસરે. મારી.
દાવડજાઇ કોઇ સંઘરાવે દાંમ,
મુજ સાંમ ધરમી લોક છો તમામરે. મારી.
રાય તણી અંનમાંનીતી રાંણી,
જઇ દાસીયે કહી તે વાત જાણીરે. મારી.
તુરત મોલ મધ્ય રાયને તેડાવ્યા,
સમાચાર મનવૃતીના સુણાવ્યારે, મારી
જો હુકમ કરો આપતો હું જાવું,
લેતો નથી એહ રૂપીયા જીલાવુંરે. મારી.
એહ કાંમ કેતો સીધ કરી આવું,
નકે જીવતી પાટણ પાછી નાવુંરે. મારી.
વચન સાંભળીને રાય કહે વાણી,
રહે ધ્રંમ તો બણાવું પાટરાંણીરે, મારી.
તુરત ફોજ લેઇ કરી ત્યાં તૈયારી,
સગપાલ મણી જડીત સુધારીરે. મારી.
ઘણી દાસીયોને દાસ રથ ઘોડા;
જાત વંત જોધ સંગમાં સજોડારે, મારી.
દાવડ આવી મુકાંમ ડેરા દીધા;
કાંમદારજીને સમંચાર કીધારે. મારી.
કરી વિચ્યારને સમંચાર કાવ્યા;
અરક ઉગતાં તે ઢાલ સેડ આવ્યારે. મારી.

કરી કચારીને બેઠા કાંમ વાળા;
મોટા પટાવત મોતીયાંની માળારે. મારી.
ભલી ઠાઠ બંધ સભા ત્યાં ભરાંણી;
રહયાં જાપતેકનાટ મધ્ય રાંણીરે. મારી.
અતી આદરથી શેઠજી ઉમંગે;
સુભ જુહાર કહયા તે દાસી સંગેરે. મારી.
બોલ્યાં રાંણીજી આસીસ વચંન;
હાલ સાહ તારી ટેકને છે ધંન્યરે. મારી.
દ્રવ્યવંત પુન્યવંત અને ડાયો;
જોટે તાહરે ન બોર કોઇ જાયોરે. મારી.
રાય પાટણના તણી હું છુ રાંણી;
જુવો રાખડી લાવીછુ ભ્રાત જાંણીરે. મારી.
બેન રાખડી લાવ્યાં તો ભલે બાંધો;
વિર કહયા પછે રહો છે સું વાંધોરે. મારી.
પછે રાખડી બંધાવિ હાથ પોતે;
જગત હરખ્યું તે હેત ઘણુ જોતેરે. મારી.
સાહ વાંણી વદે છે તીહાં સાર;
મુખે માગો તે આપવું હમારેરે. મારી.
પુરણ પ્રેમથી માગુછું તમો પાસ;
દામ સંગ રોતો છોડીયે ઉદાસરે. મારી.
એવો મમત કરીને આજ આવી;
જુવો કાલ્ય આવુ રૂપીયા જીલાવારે. મારી.
નહી જીલો તો પાટણ હું ન જાવું;
વદન ભુપતીને ફેર નાં વતાવુંરે. મારી.
શેઠ વિચ્યાર કરી લ્યો રૂદા સાથ;
હવે લજ્યા છે આપના હાથરે. મારી.
ઇહાં સેઠજી વિચ્યારી બોલ્યા એવું;
લાગે બેન ત્યાં તે આપવું કે લેવુંરે. મારી.

તો પણ વાત રાખુ આ સમે તમારી;
મન વૃતી જાંણે પ્રભુજી હમારીરે. મારી.
લાવો રૂપીયા ગણી લ્યું ત્રઇણ લાખ,
સક આપનો રહેશે તે જગત સાકેરે, મારી.
હક બેન તણો ભાઇ પાસે લાગે,
સાસર વાસો સંસાર રીતે માગેરે, મારી.
સાસરવાસો પછે પંચ મળી છાપ્યો,
દાંમ સવાયો ગણીને પાછો આપ્યોરે. મારી.
બોલ વચન મધ્યે રાંણીજી બંધાંણાં,
ઘણા વિચારથી ફેર ઘભરાંણાંરે. મારી.
લીધા પછે થયાં રાંણીજી લાચાર,
મુકયા રાયને પાટણ સમંચારરે મારી.
પરી ઉતર રાજાયે લખ્યો પાછો,
તમે દાંમ લીધો માજનો થયોતાછોરે. મારી.
આપી સકો તો પાટણ પાછાં આવે,
બણી નાં સકે તો મુખનાં બતાવોરે. મારી.
સંઘરાવ્યાનો કોલ તમે કીધો,
ગયો માજનો સવાયો દામ લીધોરે. મારી.
જોયો રાણીએ રાયનો જુવાપ,
ઇહાં વિચ્યારો તે પ્રમારથ આપરે. મારી
તેહ દાંમ તણું બણાવ્યુ તળાવ,
રહે નાંમ જાંણે ઘણા રાંણા રાવરે. મારી.
કામ આદરી વીચ્યાર ભલો કીધો,
ભોમ વાંટો તે ભેમણાંનો લીધોરે, મારી.
સોઇ ભોમીકા લીધી તે દાંમ સાટે,
મુળ ઉગમણો કુંપ નીર માટેરે, મારી.
પીયે મેનતુ મજુર તીહાં પાણી.
કરે કાંમ ચાલે સર્વની કમાંણીરે.

હાકહીક ઓડનાંકર હજારૂ.
સર આદરયું સમુદ્ર રૂપ સારૂં રે. મારી.
બણે કામ ચુનગચી પથરબંધ,
પાવળલોહજડી સંઘથી પ્રબંધરે. મારી;
પડકોટાંને પાવડીયાં પાજ,
કરે સુંદર સીલાટ લોક કાજરે. મારી.
પછે થવા થયુ કામ સર્વ પુરૂં,
એક નાકું રહયું દેવળ અધુરૂં રે. મારી.
સમત અગીયારને વરસ વિરસોળો,
હુંવુ વિઘન થતાં કામ માંહ ઓળોરે. મારી.
ડસો સર્પ તે રાંણીયે તજી દેહ.
એથી અધુરૂં રહયું છે કામ એહરે, મારી
નપ રાંણીનુ હાંસલ દેજી નામ.
તેથી હાંસલેસર કહે છે તમાંમરે. મારી.
એ તળાવ કીધું નામ ધારી આવું,
બણયા પછે ઠાવા કુપ એ બતાવું રે, મારી.
કુપ આથમણો આંણીયે કરાવ્યો,
ઠીક નાંમ સાંઢ કુવો તે ઠરાવ્યોરે. મારી.
કુવો ગાંમ તણો દરજીયે કરાવ્યો,
બણયો તાર પછે સુમને બંધાવ્યોરે. મારી.
પાંણી ગાંમ તણુ એહ કુવે પોતુ,
પછે દરજીયે ચણાવ્યું પડ ભીંતુરે, મારી.
પછે સુમનાંના કુંપનાં પ્રમાંણુ,
સુણો ખાતરીથી વતાવું સુજાંણુરે. મારી.
બહું દાંમ વારતારમાં બણેલાં,
ચુનગચી પાસાંણથી ચણેલાંરે. મારી,
ખાડ ઢેઢીયો નવાંણુ કુંપ ખારો,
વધ્યો સુમનાંની વારમાં વધારોરે. મારી.

ચાર સુમન પટેલ જોર વાળા,
જોધ સોળંકી આંજણા જોરાળારે, મારી,
ઠાડદાર હતા આદમી તે ઠાવા,
ચોરાપતીતે સોળંકી ચગત ચાવારે. મારી.
સેખ સુમનને કાજીયાં સહીત.
મુસલમાંન મળી બણાવી મસીતરે. મારી.
કુવા મેજત એ પુરાતન કામ,
તેહ બણ્યાં સમત બારમાં તમાંમરે. મારી.
પછે સુણો સમત તેરને પચાસ.
વસા કડુવા આવીને ભલે વાસરે. મારી.
ધનોમનો ભાઇચંદના સધીર.
વિચોલ સાથે લાવી વસા ચાર વીરરે. મારી.
રેતા ગામ પેલાડાભડીરૂવાવી.
લીધા રાજવાળે માંનથી બોલાવીરે. મારી.
એવી રીત્યથી છોગાળા પટેલ આવ્યા,
લારે ગોર ગંગારાંમજીને લાવ્યારે. મારી.
મુદત રાજની હતી તે મતવાલી,
એહ પટેલ કરી ભોમ ઘણી આલીરે. મારી.
મારયો મતાદાર ગાંમનો મેરાઇ,
લીધી કડુવે સમસ્ત પટેલાઇરે. મારી,
પટલ રછબુતને ભાટ જોર પાવ્યા,
થઇ એકઠાને સુમન હઠાવ્યારે. મારી.
જુલમ સુમને માંડયું તુ ઘણું જોર,
દેઇ રાજ મુદત કરયા સીધા દોરરે. મારી.
રાવ ભાણનુ તે દીહ તપે રાજ,
સોઇ રાજ ઘઢી ઇસાંનમાં સાજેરે, મારી.
કાઢયા સુમનાંને ગામમાંથી કુટી,
છકયા ઘણા માટે પટેલાઇ છુટીરે. મારી.

રહા ગરીબીથી કોઇ હાથ જોડી,
કોઇ હુકડા ગ્યા કોઇ દેસ છોડીરે. મારી.
પછે સમત દસ ચઉદનું પ્રમાંણુ,
આવ્યો એમદસા બાદસા સુજાંણુ રે. મારી.
બેસ પુરવ દીસા ગઢી તે બણાવી,
કોટ કંડ બીજી મેજત કરાવીરે. મારી.
તાર પછે થોડાં વર્ષ વિત્યાં તાંહી,
દંગ ગરદીનો થયો દેસ માંહીરે. મારી.
રહાં દેસને વિદેસ લોક જાતાં,
થયુ ગાંમ ખંડભંડ એમ થાતાંરે. મારી.
પડયો કાળ લોક નેકળ્યુ પ્રદેસ,
દક્ષણ માળવોને વસુ ખાંનદેસરે. મારી.
રહાં ગાંમમાં થોડાંક લોક તારે,
ગયાં તેહનાં મુકાંમ તે સંભારેરે. મારી.
આજ દીહ સુધી જાહર એધાંણુ,
પ્રથી જાહર છે દાખલા પ્રમાંણુરે મારી.
સમત પંનરથી સોળ અંત સુધી.
કરી વેંરીયે તે ગામમાં કબુધીરે. મારી.
પછે સતરમાં ઠીક થયું પાછુ,
આવ્યુ લોક રહું વસણીમાં આછું રે. મારી.
અવર ગોત્રના વણીક વસા આવી,
બીજા ખત્રી વસા મહલ્લા બણાવીરે. મારી.
એક ગોત્ર વહીવંચ પછે આવ્યું,
ગાંમ કલિથી આસરે ગણાવ્યું રે. મારી.
હતુ લખમણુ બારોટ નાંમ તેહ,
આવ્યા વહી વંચા પેલવેલા એહરે. મારી.
બીજાં લોક તેર તાંસળીના એલી,
વસ્તી એમ થતાં ફેરથી વધેલીરે. મારી.

કળોબીયા વહીવંચા કહેવાતા,
વંક્ષમાગધતે જગતમાં વિક્ષાતારે. મારી,
અમદાંણેથી ખેર નગ્ર આવ્યા.
તાંથી દાવડમાં પટેલે તેડાવ્યારે, મારી.
પટલ નરસીદાસ કરે પટેલાઇ,
દીપ કડુવાં સમસ્ત સુખદાઇરે, મારી
રાખ્યા ઘણે માંન રીત ભાતે રાવ.
ઠીક ગજાપુર દાંનનો ઠરાવરે. મારી.
જમી જાયગા અપાય એવી આપી,
સુભ રીત પટલ પંચ મળી છાપીરે. મારી.
આપે કન્યાયે લાગ આઠ આંના;
દીલ ઘણું રાખે આદમી તે દાંનારે. મારી.
સરવ અવસરમાં પહેલા સંભારી,
રૂડી રીતથી જમાડે નરનારીરે. મારી.
પંચ પટેલમાં ન રાખે ઘણી પ્રીતે,
રહયા કેવળ બારોટ રૂડી રીતેરે. મારી.
તેદી ઇડર ધરામાં વારતાર,
હતા આંજણા દેસાઇ હુંસીયાર રે મારી.
પોળે રાવજીની થઇ ગાદી પાટ,
થોડા દીહ રાખ્યો ચાર જાણે થાટરે. મારી.
કડીઆદરૂ મુડેટીને વસાઇ,
દુઠ હતા ત્રણ ગાંમના દેસાઇ રે. મારી.
મોતી પ્રેમચંદ વાંણીયો ઉમાલી,
વાસ સ્થાંન તેનુ નગર વડાલીરે. મારી.
જોપે વાર તેહ ત્યારની જોરાળી,
ચકખંદ ગાંમ ચઉદસે ત્યુંવાળીરે. મારી.
પછે શ્રી જોધાંણુ નાથજી પધારયા,
શત્રુ હટાવીને માંમલા સુધારયારે, મારી.

સુર ધરાપતી સુરવંસ મોડ,
રાજ ઇડરમાં આવીયા રાઠોડરે. મારી.
જોધઅણુ દરાયસીહ ભુપ જાંણું,
વરસ સતર સત્યાસીયો વખાંણુરે. મારી.
તેદી રેવોરાંની વાર વખણાતી,
ગાદી પાટની દેસોતર ગણાતીરે. મારી.
અદેસંગ હતો રેવોર અટંકો,
બેસ પાટપતી ખાગ ત્યાગ બંકોરે, મારી.
એક ભ્રાત હતો છોટકો ઇયાંનો,
મારયો છેતરીને કોઇ છાનોમાંનોરે. મારી.
આગળ પાછળની રીસ યાદ આવી,
વેંર બાત ભાટ લોકપે ઠરાવીરે. મારી.
ભાટ દાવડને દાવતે સંભારયો,
મુજ બંધવ અનોપસીંગ મારયોરે. મારી.
લખી કાગદને ભંગીયો બોલાવ્યો,
પત્ર ભાટવાડે દાવડ પોચાડ્યોરે. મારી.
સમંચાર તેહ લખેલા સંદેસ,
થયા ચોરે વંચાંણુ તે વીસેસરે. મારી.
મુજ ભ્રાત તણા તમો મારનારા,
જોવું પગલાં કયાં નાસી જનારારે. મારી.
નાંમ ભાટ કોઇ ગાંમમાં ન રાખુ,
ભાંણુ ના ઉગે હું જુઠ કદી ભાખુરે. મારી.
માટે ચેતવ્યા છેં પેલથી તમાંને,
હવે કોઇ દોસ દહેનાં હમાંતેરે. મારી.
કુળ ખોટાં કરનાર તમો કપટી,
ચડી ચોટ લ્યુછુ વાજતાંમાં ચપટીરે, મારી
જોર કાંઠાના ભુંમીયાંનુ જાંણી,
તમે ચાલતા ફરો છો મુછ તાંણીરે. મારી,

કુંછ પક્ષદાર હોય એને કેજ્યો,
દન ત્રઇણુમાં તૈયાર થઇ રેજ્યો, મારી,
વાંચી પત્ર સહુ કરે છે વિચાર,
કેમ થયું આ વીઘ્ન કીરતારરે. મારી.
ઇના ભ્રાત તણો કોઇ મારનારો,
નાંમ આપડુ તે લહે છે નઠારોરે. મારી.
કહયું ભંગીયાને ખુબ સમજાવી,
અદારેવોરને કબુધી સું આવીરે. મારી.
મુવો ભ્રાત ઇનો ઇહાં કીને મારયો,
વિના પુરાવેથી દ્રોહસું વિચારોરે. મારી.
હમે જાંણીયે ન વાત ભુલ આખી,
જુઠ બોલીયે તો ઇસ્વર છે સાખીરે; મારી.
વિના વાંક મત આદરો વેરાણુ,
કરિ એહસો મુખારવિંદ કાળુંરે, મારી;
ગયો ટાંપીયો તે દેસોતર ગાંમ;
સમાચાર કહયા સાંભળ્યા તમોમરે. મારી;
કાંધ બેઠેલી એહને કબુધી,
વાત નાંમાંની સાંગનાં સુધીરે; મારી.
ભાટ દાવડમાં થયા સહુ ભેળા.
બંદોબસ્ત સજ આદરયો તે વેળારે. મારી.
બેર બોરડીના કંટકને ખાંપા,
જુડકડાબંદ કીધવાડ જાંપારે. મારી.
કરી વીચાર બારોટ એહ કાંમ,
ગયા દોઇ ભ્રાત લોળ તે ગાંમરે. મારી.
મેર ધડે તેદી રાયમકુવાંણુ,
ભલો પીથલો બીરાજે વંક્ષભાંણુરે; મારી
સોહે મકુવાણુ છત્રપ્રથી સંગ,
સુંણી વાત ધખ્યોછે ડીયોપનંગરે. મારી.

જગ્યા અઢારમાં વાત તે જણાવી,
કાગદ મુકીને જાંણુ તે કરાવારે. મારી.
દેસોતરમાં રેવારે દીધો ડંકો,
અદેસંગ ચડયો ક્રોધથી અટંકોરે, મારી.
કુળલાજહીણુ દુષ્ટ ભેળા કીધા,
લોક ધાડમાં તમાંમ નીચ લીધારે. મારી.
લીધા ધાડમાં ઘણાક નીચ લોક,
નહી ત્રાગેથી હઠે ન ધરે સોકરે. મારી.
આવ્યો સાંમા સેઠે દાવડ અટંકો,
દીધો ઢોલીયે નગારા સીસ ડંકોરે. મારી.
થઇ જાંણુ ભળભાંખળુ તે થાતે,
તારે ખુમીયો ચડાવ્યો અસ્વ તાતેરે. મારી.
કચારીમાં ઇલોળ ખુમ કીધી,
લાજ રેવારે તે ગાંમ તણી લીધીરે, મારી.
વાટ જોઇને રહયાતાં મકુવાંણા.
ભાળી ખુમીયોને ક્રોધમાં ભરાંણારે. મારી.
જગ્યા અઢારના ચડયા સરવ જોધ,
કરી મેળાવો ને ચડયા કાળ ક્રોધરે. મારી.
સુર ઢોલ તુર વાજતી સેંણાઇ,
ચડીચોટ કીધી વાદળે ચડાઇરે. મારી.
સુરાપાંનમાં બણા છે છાકીછાંકાં,
હુવો સેખુયે વજાડી વીર હાકાંરે. મારી.
ભોમ કાંઠાના રાયરંગ ભેના,
જોધ જોરાળા છે સંગમાં જેનારે. મારી
આવે દાવડના પંથહેળ એવું.
કરયું રેવારે તે ગામમાં કેવું રે. મારી.
એહ દેસોતર પંથ નાકે આવ્યા,
૧૫ હોઅસ્ત માટે પેસતાં ન ફાવ્યારે. મારી.

જડયુ નાકુ પણ ઉગડે ન જાંપો,
કહે રેવોર કંગાલ કેમ કાંપોરે. મારી.
બંધાવાડીયો તે વાંહજી કેવાતા,
જોડગ્ય સવારે ઉઠીને લેવા જાતારે. મારી.
આવે ધાડ ચાને નેકળવું એને,
બણ્યો કડાકો જાંપામાંજુધ એનેરે. મારી.
એક ઘોડોને આદમી આવે,
ભલો દુઠ નીડું ધારીયુભમાવેરે. મારી.
ઘોડો અસવાર પછાડે એક ઘાયે,
પાછા બાજુ કરે પકડીને પાયેરે. મારી.
ફેર જાંપાની ઓટ થકી ફાવ્યા,
ઘોડા પાખરીયા સતર ગડાવ્યારે. મારી.
ભાગી વાંસીને વાંહરાજ ભાગ્યા,
લેઇ જીવ પછે ગાંમ પંથે લાગ્યારે. મારી.
ભાગ્યું નાકું ધાડ ગાંમમાં ભરાંણી,
મોટા ભાટવાડા ઉપર મંડાંણીરે. મારી.
ભડાભુટ કરે ઠાંમ સુનો ભાળી,
પછે આગ્ય મેલી મેડીયો પ્રજાળીરે, મારી.
મુખ બોલેછે દુષ્ટ મારો મારો,
કરે કુકવાને ગાંમમાં હાંકારોરે, મારી,
એકે ભુમીયા તમાંમ પોકી આવ્યા,
વદાંતુર સુર ઢોલડા વજાવ્યારે, મારી.
પુરવ દક્ષણને પછમ પ્રમાંણ,
કરી હોંકારોને પેઠુ કલકાંણુરે. મારી.
ત્રઇણ દીસાયે કુંકાઇ રણતુર,
ચંખાં ચોળ બણ્યા કેફ ચકચુરરે. મારી.
અવર કાંઠોને માંવડી ઇલોળ,
હાક બજે ચડયો સમુદ્ર હીલોળરે. મારી.

હોહોકાર થતાં આવીયા હડીલા,
ધાડ રેવોરાંના પાવ થયા ઢીલારે. મારી.
અસવ ફેરવ્યો ઓત્રાદી પુડ આલી,
ઝીક ભુમીયા વજાડે પીઠ ઝાલીરે. મારી.
કાયર રેવોરાંને ગાંમ બાર કીધા,
ઘોડા આદમી તમાંમ ઘેરી લીધારે. મારી.
વિર રાઠોડ ચુવાંણ મકુંવાંણા,
મેળ કરી ચહું ત્રફથી મંડાંણારે. મારી.
બાજે જોર બંદ બેવડી બંદુક,
તોડે વેરીયાંનાં હાડ ટુક ટુકરે મારી.
જોધ ક્રોધમાં વિરોધ લીધ જુટે,
ફુટે ફેફરાંને તુબલાં ફુટેરે. મારી.
વિર હાક બજે માર માર બોલે.
ધબે તુરીયો જુઝાર તુર ઢોલેરે. મારી.
ધુંવા ઘોર જોર ઘોર ધંધકાર,
ચલે નાગ બાગ વીજ ચમંકારરે. મારી,
બણ્યા રંગરોળ અંગ લથ્ય બથ્ય'
કાઢયો રેવોરાંની ધાડનો કથ્થરે, મારી,
સઉ આગળ નાઠો તે અદેસંગ,
પેઠો દેસોતર દ્રોડવિપવંગરે, મારી,
ઘણા લોક તણો નેકળી ગયો ઘાંણ,
ભુપ વિના પડી ધાડમાં ભંગાંણ રે, મારી,
જોધ જેહ ઠાંમ કરયો મહાજુધ,
સોઇ જાહર છે દાખલા સુધરે, મારી,
કાળો કોપ થયો જેહ ઠાંમ જાંણું,
કાળાં કટકાં તે ખેતર કેવાંણુંરે, મારી,
પડયાં તુબલાં જેઠાંમ પ્રથીસોઇ,
કે છે તુબલીયાં ખેત્ર સહુ કોઇરે, મારી,

રણવટીયાં જ્યાં જુધ થયો જોરાળો,
કાળા કટકાં જ્યાં કેર થયો કાળોરે, મારી,
પછે ધાડ લોક કૈક નાસી છુટયા,
કરી હાંકારો સાતોળ સુધી કુટયા રે, મારી,
ભુપ કાંઠાને બેહદ ભજાડી,
વજ્યા જીત તણા ઢોલડા વજાડી રે, મારી,
રંગ જુધમાં સવાયો રંગ રાખ્યો;
બ્રંમ ભાટ મળી ખુબ જસ ભાખ્યોરે. મારી.
પછે ઠાકર સઉગાં બડે પધારયા;
સરણાયાં સાધાર બ્રંદ સારયારે. મારી.
અધીક માંમલા દાવડ તણા એવા;
દેવી સધારે અંબીકા જગ્ત દેવારે. મારી
ગાંમ દાવડમાં ફેરથી ધીગાંણુ;
થોડા દીહ રહયું વ્યાસજીનું થાંણુંરે. મારી.
તાર પછે થોડાં વ્રસ વિત્યાં તાંહી;
મહીપ પ્રગણાં વેંચાંણાં ભ્રાત માંહીરે. મારી.
પોતે વેચેંણુથી ભુપ સદો આવ્યા,
રાજ સુવેરથી દ્રાવડમાં લાવ્યારે. મારી.
સમત ઓગણીમાં પાંચ તણી સાલ;
વસા દાવડમાં ભુપ સહ માલરે. મારી.
રાજ ઉનંમીક મંધ વંક્ષ રાજા;
મહા પ્રાક્રમી છતી સર્વ સમાજારે. મારી.
વાર એહ તણી તે સમે વતાવું;
કાંમ ઉતમ બન્યું છે જગત ચાવુંરે. મારી.
સમત ઓગણી બેતાળી વ્રસ સાર;
વિપ્ર પંચ મળી આદરયો વિચ્ચારરે. મારી.
સંકર ભોળેસર આગળ વિસાળ;
મહા સોભતી બણાવી દીપ માળરે. મારી.

વિપ્ર નંદકે આનંદ મન ધારી;
આગે વાંન થઇ માંડવી સુધારીરે. મારી.
રાવળ જે શંકર પુરણારામ;
પંડયા દલસુખ વંલભ નાંમરે. મારી
હીરા મંછુક આદીત લજ્યા રાંમ;
કીધું પસામણી રાંમ સુભ કાંમરે. મારી.
એહમાં વડીને વિપ્ર પંચ આખું;
કરયું કાંમ રહું નાંમ વ્રસ લાખુરે. મારી.
કરે અંબીકાને નાંમ ટેલ કોઇ;
તેને મન વંછીત કાંમ સીધ હોઇરે. મારી.
કષ્ટ કલેશ વ્યાધી ભગ્ત તણી કાપે;
આઇ પુત્ર અંન દ્રવ્ય ઘણું આપેરે. મારી.
ટેલ ટેકથી વીસેસ સુખ પાવે,
અંબે આરાધતાં સાયજે આવેરે. મારી.
સમત ઓગણીયો ઓગણ પચાસ;
મહા ઉતમ ઉજાસ આસો માસરે. મારી.
વીજે દસમીતે દીહ ગુરૂવાર;
પુરણ ગરબો થયો આનંદ અપારરે. મારી.
સાખે વસ્તાંણી વહી વંચા સાર;
રાવ માત્તમજી બુધી ઉદારરે. મારી.
તેહ તણો કવિ દાંન દાસ તંન;
પઢે કાવ્ય સદા અંબીકા પ્રસંનરે. મારી.
અદા ડોસલ ભતીજ જેસંગ દાજી;
રૂડે ગાવણેથી જગત કીધુ રાજીરે. મારી.
ગાય ગાવણ વીવેકથી ગોપાળ;
ભલો રીત રીજે ભુમીયા ભોપાળરે. મારી.
વદે સાંભળે જે ગાય ગવરાવે;
પુન્ય પાંચ ચંડી પાટ તણુ પાવેરે. મારી.

જપે એક વાર દીકુ મધ્યે જાપ;
ટળે કષ્ટ જગ્ત અંબીકા પ્રતાપરે. મારી.

---

## થાળ.

સવારે તો ક્રસ્ન સલુણારે, પ્રભુ મારા થાજો પરૂણારે,
હરી જોજ્યો જાંણુતા હાસીરે, વાલમ મારૂ નુતરૂ વાસીરે;
અંતર રાખો નાથ અમાંથીરે, તો હુ નહી બોલુ તમાંથીરે;
હરી પછે બોલ્યા હસીનેરે, કો કંઇ હાંમેણું છે કીનેરે,
તમો વેલી કરજો તૈયારીરે, ને કેમ આવું હુ બ્રજ નારીરે;
વચન સુણી વીઠલ કેરૂરે, ગોપી સુખ પાંમી ગણેરૂરે,
ઉતાવળી નીજ ઘેર આવીરે, રસોઇની જુગતી રચાવીરે;
રાંધ્યુ ભાત્ય ભાત્યનુ રાતેરે, પાતળીઓજી આવ્યા પ્રભાતેરે,
આદર કીધુ સનમુખ આવીરે, બેસારયા પલંગ બીછાવીરે;
રૂડુ જળ ગરમ કરીનેરે, ભાવ ધરી કુડી ભરીનેરે,
બાજઠ ઢાળ્યો દ્વારને બારણેરે, ક્રસ્નજીને જીલવા કારણેરે;
ઉઠી પ્રભુ બાજઠ આવ્યારે, જુગત થકી પ્રેમે જીલવ્યારે,
લુયુ અંગ અંચળો લેઇનેરે, દુર ઉભી પાવલાં દેઇનેરે;
પીતાંમ્બર પાવડી પેરીરે, વળ્યા કાળી નાગનો વેરીરે,
નારી રૂડી જુગતી બનાવીરે, લીધા ઘર માંહી બોલાવીરે;
ઢાળ રંગ બાજઠ ઢાળીરે, બેસારયા ત્યાં શ્રી વનમાળીરે,
રૂડો પાટલો રંભ ભરીઓરે, ધોઇ હરી આગળ ધરીઓરે;
કળ સહેમમાંજી કરીનેરે, ભાવે જળ ઠંડુ ભરીનેરે,
અધીક પ્યાલાને આબખોરારે, કટોરી ને સોના કટોરારે,
વાટકડા છે વરગ ભરેલારે, સુધારીને સાફ કરેલારે;
થાળ સોના કેરો ઠરાવીરે, પીરસણું પ્રેમથી લાવીરે,
સાકરીયો કંસાર છે સારોરે, ધોબો એક ખાંડનો ધારોરે;

માખ્યાં તણી રાખજો માલમરે, વાડી એ સુવળગો છો વાલમરે,
પ્રભુ મ્હારા કેવો છે પર ખોરે, સીરો જોતાં બરફીના સરખોરે.
લાડુ તણુ ચુરમુ લાવીરે, માંઇ બુરા ખાંડ મીલાવીરે;
માલપુવા છે માંખણુ જેવારે, કરયા છે મે ચાખો તોં કેવારે,
મોતીચુર મગદળ મુઘોરે, છબીલાજી ગીમાં સુ સુઘોરે;
ઘ્રત તરતું કુછે ગરનુરે, અમે નથી ખાતાં અવરનુરે;
જલેબી ને સેવ છે જેંણીરે, ફેણા અને સુતર ફેણીરે;
લ્યો કેસરી ભાત છે વાલારે, નાં ભાવે તો પાંચ નવાલારે;
તમે ના જમો એક તરફીરે, બાજુમાં છે પેંડા ને બરફીરે;
ખીરમાં સુખાંડ ગણીછેરે, બાસુદી તે કેવી બણીછેરે;
કેવો દુધપાક છે કૈકેંરે. લાગે સ્વાદ તો માગી લ્યોકેંરે;
સુવાળી ને વેડમી સારીરે, ઘીમાં તળી લાવીછુ ધારીરે;
પ્રીતમ મીઠી માંળી છે પુરીરે, કેવાં દેથરાં છે કચુરીરે;
જમો ઘ્રત સાથે જબોળીરે, પ્રભુ એછે પુરણ પોળીરે;
સ્વામી ટોપરાપાક સુંદરરે, ગળ્યો તેથી પાકછે ગુંદરે;
સીખંડ ને લાડુ સેવૈયારે, કેવા થ્યા છે બોલો કનૈયારે;
તેથી જમો ગેબર તાજાંરે, ખાંડ સાથે ખાવાનાં ખાજાંરે;
મગજ એવા ભાતછે માવારે, ખાંતે કીધા પુડલા ખાવારે;
ટેવ સરમાથાની તમનેરે, એતો ગમતી નથી હમનેરે,
કમોદનો ભાત છે ભુદર રે, સાકર દુધથી જમો સુંદરરે,
ઢાળ્યાં સુખડી તણાં ઢળીઆંરે, મોહન મીઠી ચાસણી મળીઆંરે
સાકર કેળાં રોટલી સારીરે, બણી ઠીક કુંજ બીહારીરે;
તીખી પુરી ઓતર તુકીરે, લ્યો લ્યો હુતો આપતાં ચુકી રે;
વગારેલી ખીચડી વાલારે, લેજો નંદરાયના લાલારે;
સુરણ કેરી ભાજી છે સારીરે, વાલોળ્યો મેં હમણાં વધારીરે;
બણાવેલી દાલગડી છેરે, કેવિ દાળ ભાત કડી છેરે,
રીંગણાં ને તાજાં રતાળુ રે, પેંડ પરવરને પેંડાળુરે;
સાક લેજોજો હોએ સારાંરે, કેતાં નથી ખાટાં કે ખારાંરે;

ભીંડાને તાંદળજાની ભાજીરે, વગારી છે લેજો વાલાજીરે;
કંકોડા ગીલોડાં કરેલાંરે, ભલાં છે મસાલે ભરેલાંરે;
રાયતુ છે દુધીનુ રૂડું રે, બાજુ ભરી રાખ્યુ બચુંડું રે;
કડી દહી ભાગી કરીછેરે, ખાઇ જુવો સ્વાદ ખરીછેરે;
અડદ મુગ મોઘેરે એમાંરે, તુવેર ચણા મેળવ્યા તેમાંરે,
મસુર પણ માંઇ ધરી છે રે, કે વટેલી દાળ કરી છેરે;
કસુર કાંઇ હોય તો કે જોરે, લીંબુ કાપી રાખ્યુ છે લેજોરે,
તળેલાં છે કોચરાં તાજારે, મસાલેથી મેળવ્યાં જાજાંરે;
રીંગણાંનુ ભરત કરચુછે રે, ગરમ છે કે દેખો ઠરયુ છે રે,
વાલચણા ચોળા વટાંણારે, વગારયા છે ફરકા દાંણારે;
વાલમ ચોળા ખેરાની વડીઓરે, મસાલો છે કેવો ચડીઓરે;
સકરીઆં છે સાકર સરખાંરે, ચાખી જુવો માંળા કે ચરખાંરે;
વડાં થઆં ઠીક તે વાલમરે, મસાલાની રાજ્ય ન માલ મરે,
સાક આલુ કેરૂ સુધારચુરે, સરસીઆમાં છે છમ કારચુરે;
મઠો દહીનો ગણો મેં ઠારે, રોટલો મેં કીધો પરે ઠારે,
ખાટી મીઠી ચટણી છે ખાંડીરી, ઉતાવળ આંમ સુ માંડીરે;
સાકરીયાની કેરી સમારીરે, છુદો કરી રાખ્યો સુધારીરે,
થોડુ થોડુ લેજો અથાંણુરે, જીવણુ હું તો સ્વાદીયા જાંણુરે;
સેકયા તળા પાપડ સારારે, હેત જમો નાથ હમારે,
કેરી તણો રસ બણ્યો કેવોરે, જમો હસે સાકર જેવોરે;
અમર તો છે પ્યાલામાં એતોરે, તેને લોક કે છે ફજેતોરે,
અથાંણાનાં મરચાંને આદુરે, જમોતો હુલાવુ જ્યાદુરે;
તમે સાથી માગવાં તજીઆરે, ભરેલાં છે પુરીઓ ભજીઆરે,
જમોછો કે હાંસી કરોછોરે, પાંણીથી શું પેટ ભરોછોરે;
રાજ જમો સાંસતા રઇ નરે, પવન ઢોળુ પંખો લેઇનેરે,
કમી નથી છાસમાં કાંઇરે, મીઠુ જીરૂ નાખુ છે માંઇરે;
સુદર એ છે ગુણનું ભરેલુરે, છાસનુ જમણ સઉ છેલુરે,
કોધુ ચળુ બસબસ કઇ નેરે, જીવણુ બેઠા ઢોલીએ જઇનેરે,

ખોડાં લાવી પાન બણાવીરે, જમ્યા ઘણું હેત જણાવીરે;
જમણુ સાચા પ્રેમનું જાંણીરે, પ્રસંન થયા સારંગ પ્રાણીરે;
ખરે દલ નાં લાવે ખાંમીરે, દયાળુ છે દાંનનો સ્વામીરે;
પ્રેમ એવો સાચથી પાળો રે, સેજે વસ થાએ છોગાળોરે;

## ૯૧

## ભજન રાગ ધીરાના પદનો.

સાગર રૂપી સંસારરે, વિકટ ઉતરવાનો;
નાવ હરી નાંમે રે, તેછે ઉપાય તરવાનો. સાગર.
પાંમ્યો દુખ ગ્રભમાં બહુ પ્રાંણી કીધું તે દન કોલ,
તું ભુલ્યો થાય છે તે માટે, થોલ આવેલુ કથોલ;
સબ્દ જેમ સાધોરે, અલખ ઉચરવાનો. સાગર.
ખેલ બાળાપણમાં બહુ ખેલ્યો, સ્નેહ તરૂંન પ્રીય સાથ,
બુઢા પણમાં બહુ જંજાળી, નહી જાંણ્યા રઘુનાથ,
થીર વૃતી થાપીરે, અલખ ઉચરવાનો, સાગર.
જો તારૂ ધારયુ થાય આ જુગમાં, તો દુખને કાઢે દુર,
સુખનો અધીક કરે તું સંગ્રહ મતલબના હેમજુર,
હરી ધારયુ હોસેરે; ફાલ નથી ફરવાનો, સાગર.
સાચા દલથી સત ગુરૂ સેવો, નાંમ સાથે કરો નેહ,
આવે વારમવાર ન અવસર, દુલભ મનુસા દેહ,
ચીત મધ્યે ચેતોરે ઠાંમ એ છે ઠરવાનો. સાગર.
દાંન કવિ કહેછે આ દલમાં સહુનો સરજણહાર,
ઓળખવો એ ભેદ અગમછે, સેવો સતગુરૂ સાર,
અવરનાં એવોરે, હેતુ દુખ હરવાનો, સાગર.

૯૨

## ભજન ઉપર પરમાણે.

વીવેકે વિચ્યારેરે, મનુસાદેહ દુલભ મળી,
સીતાપતી સમરેરે, તાપ ત્રઇણુ જાય ટળી. વીવેકે
સ્વારથ કારણુ કીધાં બહુ છળ, ફંદા ડંડા ફેલ,
પરમારથ તે નહી પીછાણ્યો, બે પગ વાળા બેલ,
કેટલુ કમાંણોરે, રાત દીન રળી રળી. વીવેક.
તુ જડ ચેતનજો તપાસી, આ નર દેહ અમુલ,
બીજા ભવમાં ભજન બણે નહી, માટે તુ મત ભુલ;
જુગતી એવી જાંણીરે ભગતીમાં જાજે ભળી. વીવેક.
ઘર તારૂતુ ઘોર તીમરમાં ભુલ્યો તુ સીઘ્ર સંભાળ;
પાકી હાંડી તેહ પીછાડી કાંના વળે ન કોઇ કાળ,
એવું ઉર અંતરરે વિચ્યારી જો વળીરે વળી. વીવેક.
દાંન કવિ કહે સમજી દીલમાં પ્રભુ ચરણે કર પ્રીત,
ભય ચોરાસી ફેરો ભાગે; ખળતા છોડી ખચીત;
ગ્નાંની સત ગુરૂનેરે લાગુ પાય લળી લળી. વીવેક.

---

## ૯૩ આરતી. ચોપાઇ.

આરતી કીજે શ્રીરઘુવરકી, હરઅજ પ્રીય સુરતી મન હરકી. આરતી.
સીસ મુકુટ શ્રુતી કુંડળ સોહે, મુની સુરસીધ સંત મન મોહે. આ.
મુખ મા કોટી મનોજ સમાંના, બેહુ કર ધરે ઉરૂ ચીર ધનુબાંના.આ.
આભુખન પટ ધરેઉ અનુપા, ભવ ભય હરન ચરાચર ભુપા. આરતી.

કપુર બાતી વર કંચન થારા, જગ મગ કરત રત્ન ઉજીયારા. આ.
ઘંટ જનક ઠનકત ઘડીયારી, કંબુ નાદ જન આનંદકારી. આ.
વિવીધ તાલ કરતા લહી બાજે, ગહર ગહર ધુની ત્રંબક ગાજે. આ.
કરત દાન વંદન કરજોરી, જે રઘુવર જય જનક કીસોરી. આરતી.

## દોહા.

ઉગણીસે ત્રેસટ તણો, સંબત વિક્રમ સાર;
પુરણ કીધો ભાદ્રપદ, વદિ પંચમ ગુરૂવાર. ૯૯




ગાયન સંગ્રહ ગ્રંથ સમાપ્ત.